# સ્નેહનું-કાતિલ સ્વરૂપ!

યાને

# ખૂન!



લેખક:

વકીલ નૃસિંહરામ શંકરલાલ

મુ. સાવલી.

સચિત્ર

[ ડિટેક્ટીવ રસથી ભરપૂર તથા ચાલુ જમાનામાં દરેકને બોધદાયક થઈ પડે તેવી નોવેલઃ— ]

# સ્નેહનું-કાતિલ સ્વરૂપ!

યાને

# ખૂન!

લેખકઃ

વકીલ નૃસિંહરામ શંકરલાલ

મુ. સાવલી.

મૂલ્ય રૂ. ૧-૪-૦



શ્રીયુત રામશંકર કાળીશંકર વકીલ
વાંધાડિયા ( હાલ- સાવલી )

M[illegible] Printers Ahmedabad

# સમર્પણ

---

પૂજ્યશ્રી મામાશ્રી,

વકીલ રામશંકર કાળીશંકર પાઠક

હાલ સાવલી

હું આપના વાઘોડીયા ગામમાં, અને આપને ત્યાંજ સહવાસમાં મોટો થયો છું. વળી જે કંઇ મારામાં જ્ઞાનની ચીણગારીઓ રહેલી છે. તે પણ આપની સાથે, મારા લાંબા વખતથી સતત્ સહવાસ રહ્યાનું પરિણામ છે. આપેજ મારી ઉપર સંપૂર્ણ દેખરેખ રાખી, મને આપના બરોબરના ધંધાની લાયકાતમાં લાવીને મૂક્યો છે; તેમજ મારું જીવન સુધારવા તરફ પૂર્ણ લક્ષ્ય રાખેલું, ને રાખો છો. આ સિવાય અનેક સદ્ગુણો હોઇ, જેવા કે પરોપકારાર્થે ઉદારતા, સહિષ્ણુતા. સગાં-સ્નેહી અને અથાગ પ્રેમ, વિરલ કાર્યદક્ષતા, પ્રમાણિકપણું, સામ્યભાવ, સ્વકિય ધંધામાં નિપુણતા, સેવા ભાવ, એવા આદર્શ સદ્ગુણોથી આકર્ષાઇ આ લઘુ પુસ્તક આપને જ સ્મરણાંજલિ તરીકે સમર્પણ કરૂં છું. આશા છે કે આપ એ મારી નિર્જીવ લ્હાણને સ્વીકારી મને ઉપકૃત કરશો. તાત્પર્ય 'જેનું જે, તે તેને મળશે' એ ન્યાયે, આપેજ મારામાં પ્રગટાવેલા જ્ઞાનથી તેના ફળ તરીકે આ પુસ્તક લખવા કંઇક હું સમર્થ થયો, જેથી તે આપનેજ અર્પણ હોય! આ સમર્પણથી ઉપકારોનો બદલો તો વળતોજ નથી! તો પણ કંઇક અંશે મારું મન સંતોષ પામશે.

લી. આપનો ભાણેજ,

નૃસિંહરામ પુરોહિત

# પ્રસ્તાવના



આજ સુધીમા અનેક પુસ્તકો વિદ્વાન લેખકોની પ્રભાવશાળી લેખિનીથી લખાયલાં છે. તેમાં ડિટેક્ટીવ રસથી અંકીત થયેલાં ઘણાં જ થોડાં છે, એમ મારા અનુભવે જણાયાથી, તે રસયુક્ત એક નોવેલ લખવી એવી મને સાહસિક ઇચ્છા થવાથી પ્રસ્તુત્ આ નાનકડું મનઃ કલ્પિત વિચારનું યથા સંઘટ્ટન છે. જેને અર્વાચિન ગુજરાતી આલમમાં સત્વરે પ્રગટ કરી તે આશા સફળ કરવા ધારી છે.

**ઇશ્વરેચ્છા બલિયસી** । મારી ગમે તેટલી તીવ્ર ઇચ્છા હોય, તો પણ જયારે અનુકૂળ સંજોગો પ્રાપ્ત થાય ત્યારે જ આદરેલું કર્તવ્ય, પ્રભુ કૃપાથી પૂર્ણ થાય છે. એ સૂત્રાનુસાર આ પ્રકાશન માટે મને સંતોષ થાય છે. જનસમાજની દ્રષ્ટિએ હું એક સારા લેખક તરીકે યા તો સાક્ષરની કોટીમાં મૂકાવવા નથી માગતો. છતાં આ પુસ્તક સમાજને છેક નિરસ તો નહિ જ જણાય. પ્રસ્તુત્ પુસ્તકમાં પ્રાધાન્ય રસ છૂપી પોલીસના કર્તવ્યનો બતાવવામાં આવ્યો છે. તેમાં મૂખ્ય પાત્ર મી. બીહારીલાલ ડિટેક્ટીવ છે. તેની અડગ કાર્યદક્ષતા, નિડરતા, વિદ્વતા, પુરૂષાર્થ,

બુદ્ધિમત્તા ઈત્યાદિ સદ્‌ગુણો ઉપરાંત મોતની પણ પરવા કર્યા વગર ધારેલું કાર્ય તેઓ કેવી રીતે સંપૂર્ણ કરે છે, તે તમામ બાબતોનો સ્ફોટ, હાલના જમાનાની છૂપી પોલીસને ઘણો જ ઉપયોગી થઈ પડે એમ ધારી, તેને સરળ ભાષામાં બતાવવા બની શકે તેટલો મેં મારી અલ્પબુદ્ધિ પ્રમાણે પ્રયત્ન કરેલો છે. વળી તે વ્યક્તિના છૂપી પોલીસના કર્તવ્ય સિવાયના બીજા ઘણાએ સદ્‌ગુણો જનસમુદાયની દરેક વ્યક્તિએ ગ્રહણ કરવા યોગ્ય છે. એટલે જનસમાજને પણ આ પુસ્તક હિતવાહ થઈ પડે એમાં લગારે શક નથી. જ્યારે જ્યારે પ્રજાને ચોરી વગેરે ગુન્હાઓથી ત્રાસ થાય ત્યારે ત્યારે પ્રજા, નોકર અને વર્તમાન પત્રકારોની શી શી ફરજો છે, તથા તેઓએ એવા સમયે કયા કયા ઉપાયો યોજવા જોઈએ એ પણ આલેખવા હું ભૂલ્યો નથી.

ટુંકમાં મેં સાહસ કરીને આ મારો લઘુ પ્રયાસ જનસમાજમાં જ્ઞાન સાથે રમુજ પડે એવા ઇરાદાથી નોવેલદ્વારા રજુ કર્યો છે. દુષ્ટ વ્યક્તિઓ પણ પ્રતિજ્ઞા પાલનનું મહત્વ કેટલે દરજ્જે સાચવી શકે છે, તે આ પ્રસ્તુત પુસ્તકના અવલોકનથી મારા સુજ્ઞ વાચકોને જણવામાં આવશે જ. સાથે સાથે કાયદાના માતબર પંજામાં ગુન્હેગાર અને ન્યાયાધીશ કેવી સ્થિતિમાં મૂકાય છે તે પણ બતાવ્યું છે.

હવે આ નોવેલનું નામ ' સ્નેહનું-કાતિલ સ્વરૂપ યાને ખૂન ' રાખવાનો શો ઉદ્દેશ છે તે નીચેની ટુંક મતલબથી જણાઈ આવશે :-

ખૂનીએ, જે સ્ત્રીનું ખુન કર્યું છે, તેજ સ્ત્રી સાથે ખૂની અજાણપણે તથા અનાયાસે સ્નેહ કરતાં શીખ્યો છે. ધીમે ધીમે સ્નેહ-રજ્જુથી ખૂની તેની સાથે સજ્જડ બંધાય છે. તે એટલે દરજ્જે સુધી કે ઉભય લગ્નગ્રંથિથી ભવિષ્યમાં જોડાવા આશાવંત બને છે. પરંતુ ભાગ્યવશાત્ કૌમાર્ય અવસ્થામાં કહો કે માનવજાતિની પરંપરાથી ચાલી આવેલી પ્રણાલી ને આધીન થઇ, માતપિતાની સત્તા તળે રહી તે કુળ મર્યાદા લોપી શકી નહિ. વળી સદ્‌ગુણો ને સ્વતંત્રતાની હીમાયતી હોવા છતાં

તે બીજા પુરૂષ સાથે લગ્નથી જોડાઇ. ઉચ્ચ પ્રકારના શિક્ષણના પ્રભાવે તે સ્ત્રીધર્મ જાણતી હોવાથી તથા અમીરી કુટુંબમાં જન્મેલી એટલે તેની ખાનદાની કલુષિત ન થાય એ ડરથી, તેમજ પોતાને યોગ્ય પાત્ર મળેલું છે એમ સંતોષ માની તેણે પૂર્વનો ખૂની સાથેનો સ્નેહ તજી દીધો. આ ઘટનાથી ખૂનીને એક પ્રકારની ઇર્ષા દિવસાનુસાર વધતી ગઇ; તેનું પરિબળ વધતાં અંતે સ્નેહનો બદલો તે સ્ત્રીનું ખૂન કરી તે વારે છે. ખૂનીએ પ્રથમના શુદ્ધ સ્નેહને વિસરી જઇ તેને વિકારી દૃષ્ટિમાં ફેરવી કેવું કાતિલ સ્વરૂપ પકડયું; એનો આબેહુબ ચિતાર જનસમાજ સમક્ષ રજુ કરવા મેં યથાશક્તિ પ્રયત્ન કરેલો છે.

આ સિવાય પુસ્તકમાં યોગ્ય સ્થળે પ્રસંગાનુસાર, દરેક વ્યક્તિને બોધ પ્રદ થઈ પડે તેવાં વાક્યો તથા કેટલીક સાદી હમેશાં જનસમાજમાં બોલાતી કહેવતો આપી, તેનું નિરૂપણ કરી મારી બુદ્ધિ અનુસાર યોગ્ય સ્થાને ગોઠવી છે. જેથી આ નાનકડું પુસ્તક જનસમાજમાં પ્રિય થઇ પડે એવી મને આશા રહે છે.

ચિત્રકારે ભાવદર્શ્ય ચિત્રો ટુંક મુદતમાં તૈયાર કરી આપ્યા બદલ તથા પરાર્થે જીવન ગુજારતી વ્યક્તિઃ-મહાશંકર સોમેશ્વર પાઠક જેઓ હાલમાં "યંગ ઇંડિયા" ઓફીસમાં કામ કરે છે; તે બન્નેએ આ નોવેલ પ્રસિદ્ધ થતા સુધીમાં મ્હને સંપૂર્ણ મદદ ને સલાહ આપી છે તે માટે આ સ્થળે ઉભયનો આભાર માનવાનો હું વિસરી જાઉં તો મારા જેવો કઠોર હૃદયનો બીજો કોણ હોય! તેથી તેઓનો પણ આ તકે સહૃદય ઉપકાર પ્રદર્શિત કરૂં છું.

અંતમાં જનસમાજની સજ્જન વ્યક્તિઓને વિનંતી કરૂં છું કે આ પુસ્તકમાં મેં ઘણી જ સાદી ને સરળ ભાષા વાપરેલી છે. તેનું કારણ ફક્ત બાલ, અબાલ, વૃદ્ધ, શિક્ષિત, તથા અશિક્ષિત દરેક વ્યક્તિને વાંચવાથી સહેજે સમજ પડે એ મારી વાંછના સિવાય અન્ય કંઇ નથી. મનઃકલ્પિત ચિતાર ને મનઃકલ્પિત સ્થળો હોવાથી તેમજ

થોડા સમયમાં આ પુસ્તક લખવામાં આવેલું હોવાથી ભાષાની તથા પુસ્તક પ્રકાશન તાકીદે તૈયાર કરવાની હોંશથી કાળજી રાખ્યા છતાં પ્રુફમાં કોઇ કોઇ જગાએ ભૂલો રહી હશે. પરંતુ ઓ સુજ્ઞ વાચકો! તમે તેટલું પણ દરગુજર કરી મને નિભાવી નહિ લ્યો! હું એટલી આશા તો તમારી પાસે રાખી શકું જ! મેં જે આશાએ આ પ્રયાસ કર્યો છે, તે આશા આ પુસ્તક જનસમાજમાં જ્યારે વધુ પ્રિય થઇ પડે ત્યારે જ ફળીભૂત થયેલી હું સમજીશ. બસ એજ યાચના.

જનસમાજની દરેક સજ્જન વ્યક્તિને મારા પુનઃ પ્રણામ હો!

વસંત પંચમી. ૧૯૮૦ }
સાવલી

લી. જનસમાજનો સેવક થવા
ઇચ્છા રાખનાર:
લેખક

- —⊙— -

# સૂચિ-દર્શન

# પ્રકરણ ૧ લું



## અરે ! આ શું થયું !

ભગવાન સવિતાનારાયણના અસ્ત થતાંજ સંધ્યાકાળનો શાંત સમય બેસવાની તૈયારી થઈ રહી છે. ગ્રીષ્મના આકરા દિવસોના પરિશ્રમથી કંટાળેલા મુંબાઇના કેટલાક લહેરી અને શોખીન નાગરિકો, વિશ્રાંતિસ્થાન તરફ હાથમાં નાજુક જ્યેષ્ટિકા લઈ ફરવા જતા જણાય છે. કેટલાક સાઇકલ ઉપર જતા, તો કોઇ ઘોડાગાડી યાતો મોટરમાં સ્વારી કરતા. એ રીતે એ મોહમયિ નગરીનાં શોખીન નરનારીઓ બહાર ફરવા જવા દોડધામ કરી રહેલછે. વળી કેટલાક સાધારણ વર્ગના ફેશનના ઇસ્કીઓ પગપાળા હોઈ બુટના ચમચમ અવાજ સાથે પાનની પીચકારી મારતા, રૅાફમા જતા દેખાય છે.

એ સમયે ' ચર્નીરોડ ' ઉપર આવેલા શેઠ ખીમજી હિરજીના માળામાં પહેલા માળની ચાલમાં, એક ઓરડી આવેલી છે. તે ઓરડીમાંથી નીચે જવાના દાદરના છેક ઉપરના પગથીયા આગળ એક સ્ત્રીપુરૂષનું સુશીલ જોડું નીચે પ્રમાણે વાતો કરતું સંભળાયું:—

“ પ્રિયે મહેરૂન્નીસા ! હવે મારે બહાર ફરવા જવાનો સમય થયો છે. ” “હા, તે મને ખબર છે.” પરંતુ અત્યારે વાળુ કરવા શું ધાર્યું છે ? જે આપને રૂચે તે કરવા તૈયાર છું. “ ઠીક ! અત્યારે મારે સાધારણ ખોરાક લેવા વિચાર છે જેથી; ફક્ત રોટલી ને દૂધ લઇશ. પણ સાથે તકરારી તો ખરી જ. ” “ વારૂ ! આપની જેવી મરજી. જરૂરથી આપ વહેલા પધારજો. ” “ બહુ સારૂં. જાઉં છું; અને બનશે તેમ જલદી આવીશ. ”

આ પ્રમાણે વાતચીત થયા પછી બોલનાર પુરૂષ હાથમાં અમેરિકન ફેશનની વાંકોટી નાજુક સ્ટીક ( લાકડી ) લઇ હલાવતો હલાવતો ઝડપથી દાદર ઉપર પગ પછાડતો નીચે ઉતરી ચાલતો થયો.

પ્રિય પાઠક ! એ પુરૂષ બીજો કોઇ નહિ; પરંતુ ‘ મીસ મહેરૂન્નીસા ’ નો ધણી નામે ‘સરદારખાન’ હતો. સાંજનો બહાર ફરવા જવાનો સમય થયેલો જાણી તે ઝડપભેર દાદર ઉતરતો હોવાથી પગે પહેરેલા બુટનો અવાજ પગથીયાં ઉપર વધુ થતો હતો. ફરવા જતી વખતે પોતાની વલ્લભાને સાંજના ટાઇમે વાળું શું કરવું તેની સૂચના આપવાની હોવાથી તે દાદર ઉતરતાં જ યાદ આવવાથી, જરા થોભી તે પ્રમાણે સૂચના કરી બહાર ગયો. સરદારખાન સાંજની ઠંડી લહેરોનો અનુભવ લેવા માટે ચોપાટી જેવા પ્રખ્યાત સ્થાન તરફ જવા નીકળ્યો. ચોપાટી જેવો વિસ્તૃત મેદાન પ્રદેશ, વળી દરીયા તરફથી વહન્તી મંદમંદ લ્હેરોમાં તે ઠીક લ્હેજત લઇ શક્યો. એટલે ત્યાં જરા વધારે વાર રોકાણ થવાની તેણે અનાયાસે જરૂર પડી. સમય પોતાનું કાર્ય કર્યે જાય છે, એ ન્યાયે આઠ વાગ્યાના ટકોરા ઘડીઆળમાં થયા; તે સરદારખાને સાભળ્યા. વળી ચોકસ ટાઇમની ખાત્રી કરવા સારૂ પોતાના ખિસ્સામાંથી ‘વૉચ’ બહાર કાઢી જોવા લાગ્યો. તો ખરેખર ! આઠ થયા છે એમ જાણતાં જ ‘ પોતાને અહીં આવ્યે ઘણો ટાઇમ થઇ ગયો છે ! ’ એવા વિચારની સાથે જ તેણે ઝડપથી ઉતાવળે ઉતાવળે પગલે પોતાના ગૃહ



"બહુ સારૂં જાઉં છું અને બનશે તેમ જલદી આવીશ." (જુઓ પૃ. ૪)

Minerva Printery, Ahmedabad

તરફ પ્રયાણ કર્યું. ગૃહે આવી દાદર ચઢી, પોતાની બેઠકના રૂમમાં ડ્રેસ ઉતારી વાળુ કરવાનો ટાઇમ થઇ ગયેલો હોવાથી પોતાના રસોડામાં ગયો. જતાં વાર કંઇક અલૌકિક ઘટના તેના જોવામાં આવી. 'પોતાની પ્રિયા મહેરૂન્નીસા ચત્તાપાટ રસોડામાં સુતેલી છે તથા તેના એક હાથમાં વેલણ છે, અને પાસેજ લોહીનું ખાબોચીયું ભરાયેલું છે. વળી મોઢા અંદર લોટની કણક છે.'

આવું નિર્દય દ્રશ્ય જોતાં બરોબર સ્વાભાવિક રીતે સરદારખાનના મુખમાંથી ચીસ પડાઇ ગઇ: "અરે ! આ શું થયું !"



## પ્રકરણ ૨ જું



### મીસ મહેરૂન્નીસા.

ખાનદાન કુટુંબમાં જન્મેલાં બાળકોમાં ઘણેભાગે તેમના માબાપનાજ ગુણો આવે છે. એ સત્યાનુસાર સારા કુટુંબમાં જન્મેલ મીસ મહેરૂન્નીસા હતી. મહેરૂન્નીસાના બાપ 'સરદાર જાફરઅલી' સુરતના વતની હોઇ, ભાગા તળાવ ઉપર એમનો જુનો પણ અસલી ઢબનો બંગલો આવેલો હતો. તેઓને નામદાર બ્રિટીશ સરકાર તરફથી દરસાલ વર્ષાસનની રકમ મળતી હતી અને વતનમાં સારી જમીન હતી. પરંતુ કાળે કરીને કેટલીક જમીન પોતાના દેવા પેટે ગીરો તથા વેચાણ આપેલી હોવાથી હાલમાં તેમની પાસે નજીવી જમીન રહી છે; જેથી એ બાકીની જમીન તથા વર્ષાસન ઉપર આખા કુટુંબનો નિભાવ ચાલતો હતો. સરદાર જાફરઅલીને સંતાનમાં બે દીકરા અને એક દીકરી હતી. તેમાં બન્ને પુત્રો કીશોર વયમાં જ આ ફાની દુનિયાનો ત્યાગ કરી કાળના વીકરાળ ઝડબામાં ક્યારનાયે હોમાઇ ગયા હતા. હવે ફક્ત પ્રજામાં એક દીકરી રહી હતી. જેથી તેના ઉપર માતાપિતાનો અપાર સ્નેહ હતો. તે સાથે દીકરીમાં નાનપણથી જ સદ્‌ગુણનો પ્રભાવ સારો પડયો હતો. ખુદાએ 'મહેર' કરીને એક દીકરી જીવંત રાખેલી માટે તેનું નામ

મહેરૂન્નીસા રાખવામાં આવ્યું હતું. મહેરૂન્નીસા સ્વભાવે શુશીલ, શાંત, વિનયી અને દયાની શાક્ષાત્ પ્રતિમા હતી. વિદ્યાભ્યાસમાં ચકોર હોઇ શિક્ષણ સારૂં ગ્રહણ કરેલું હતું. તેણે પાંચ વર્ષની ઉમ્મરે પોતાની માતૃભાષા ( ઉર્દુ )નું શિક્ષણ લેવા માંડયું અને લગભગ દશ વર્ષની ઉમ્મરે તે ભાષાનું સારૂં જ્ઞાન સંપાદન કરી લીધું. તે સાથે શિવવાનું તથા ભરતનું કામ પણ ઘણી સફાઇથી શીખી લીધું. દશ વર્ષની ઉમ્મર બાદ ચાલુ જમાનાને અનુસરતું અને સર્વેને માનનીય થઇ પડેલું ઇંગ્લીશ ભાષાનું જ્ઞાન સંપાદન કરવાનો તેણે વિચાર કર્યો. સુરતમાં કૉલેજ હોવાથી ત્યા શિક્ષણ લેવાનું શરૂ કર્યું; અને ત્યાંજ પાંચ વર્ષમાં મેટ્રીક્યુલેશનની પરિક્ષા પસાર કરી. તોપણ આગળ વધુ શિક્ષણ લેવાની હોંશ થઇ. જેથી તેણે મુબાઇ યુનીવર્સીટીનું ઉચ્ચ શિક્ષણ લેવા માટે પોતાનાં માતા પિતાની સંમતિ મેળવી. માતા પિતા બન્ને સંસ્કારી હોવાથી મહેરૂન્નીસાને તેના મોસાળમાં રહી શિક્ષણ લેવા રજા આપી. એટલે મહેરૂન્નીસાએ પોતાના મામા આબાશખાનને મુબાઇમાં ગ્રાંટરોડ ઉપર આવેલા એક મકાનમાં રહેતા હોવાથી તેમની ઉપર પત્રથી જણાવ્યું કે: " વિદ્યાભ્યાસ આગળ કરવા, આપના મકાનમાં જ અને આપની તહેનાતમાં રહી ધારેલી સફળતા મેળવવા હું ઇચ્છું છું. જેથી ગુરૂવારના દિવસે સાંજના છના ટાઇમની ટ્રેનમાં આવીશ." એ પ્રમાણે પત્ર લખ્યા બાદ તેમાં લખેલા દિવસે મુકરર ટાઇમે મુંબાઇ જતી રેલ્વે ટ્રેનમાં તે ગઇ. મુબાઇ સ્ટેશને પહોંચતાં તેના મામા આબાશખાં વિકટોરિયા ગાડી લઇ ત્યાં હાજર હતા, તેમાં બેસી ઉભય મુકામે આવ્યાં. કેટલીક વાતચીત બન્ને જણ વચ્ચે થયા પછી 'યુનીવર્સીટી કૉલેજ'માં દાખલ થવાનું મીસ મહેરૂન્નીસાએ નક્કી કરી લીધું. બીજે દિવસે કૉલેજમાં દાખલ થઇ. દાખલ થઇ ત્યારે મહેરૂન્નીસાની ઉમ્મર ૧૬ વર્ષની પૂરી થઇ હતી. ઉત્તમ ગુણોના પ્રભાવે ધીમે ધીમે પ્રીવીયસ, ઇંટર મીજીયેટ વિગેરે પરિક્ષાઓ તેણે ઉપલા નંબરે પસાર કરી.

હવે પછી મીસ મહેરૂન્નીસાને શિક્ષણ લેવું અઘરૂં થઇ પડયું, અને દિવસે દિવસે કૉલેજમાં જવાનો તેને અભાવો થતો ગયો. આ

બધુંય, ઉમ્મરે પહોંચ્યાથી સાધારણ રીતે કંટાળો આવે એ સ્વાભાવિક છે. તદુપરાંત દુનિયામાં જે ' સ્નેહ–પ્રેમ ' નો શબ્દ તથા ગુણ પ્રવર્તેલાં છે, તેના અંશો ધીમે ધીમે તેનામાં જાગ્રત થવા લાગ્યા, એથી પોતાનો અભ્યાસક્રમ મંદ પડી ગયો. પ્રેમપાશમાં મન ભ્રમીત થવાથી છેવટે કૅાલેજનો પણ ત્યાગ કરવા વિચારકર્યો, અને હવે 'સ્નેહનું પાત્ર' વેળાસર મેળવવા લક્ષ્ય દોડયું. આ સઘળી હકીકતથી આબાશખાં વાકેફ થયા હતા, એટલે તે બદલ ઇસારા તરીકે મહેરૂન્નીસાનાં માતપિતાને જણાવી દીધું હતું. એટલે સરદાર જાફરઅલી લાયક વરની શોધ કરવા લાગ્યા. તેઓએ પણ જ્ઞાન સારૂં મેળવેલું હોવાથી હાલનાં કેટલાંક માતા પિતાની પેઠે લોહી, ચામડું અને માંશના પૈસા ગ્રહણ કરે તેવી હલકટ બુદ્ધિનું સ્થાન તેમનામાં ન હતું. કન્યાવિક્રય કરી ગમે તેવા કાગડા સાથે હંસીને જોડવા તેઓ ધારતા નહતા. ભલે ગરીબ હોય, પણ જેનામાં સદ્ગુણ અને સારાસારનો વિચાર કરવાની દક્ષતા તથા વ્યવહાર ચલાવવાની કુશળતા હોય તેવા માણસની જ તેઓને જરૂર હતી. તે પ્રમાણે શોધતાં આખરે તેમના મનને સમાધાન થાય, તેવો માણસ ફક્ત ' સરદારખાં ' જ નજરમાં આવ્યો. સરદારખાંને કોઈ આગળ પાછળ સગું ન હતું. પણ તે ખાનદાન કુટુંબમાં જન્મેલો હોઈ દાહોદનો રહીશ હતો. તેણે પણ ઇંગ્રીશ જ્ઞાન સારી રીતે સંપાદન કરી ' બી. એ. ' નો અભ્યાસ શરૂ કરતા કૅાલેજ છોડવી પડી હતી. ત્યારબાદ તે મુંબાઇમાં આવી સોલીસીટરની ઑફીસમાં માસિક રૂા. ૫૦) પચાસથી કલાર્કનું કામ કરતો હતો. એ ત્રણ વર્ષે નોકરી કર્યાની કદર થવાથી હાલ તેને રૂપિયા ૮૦) એંસી પગાર મળતો, જેથી સર્વ રીતે લાયક જણાયાથી મહેરૂન્નીસાનો લગ્નસંબંધ તેની સાથે કરવા સરદાર જાફરઅલીએ નક્કી કર્યું. આ વાતની મહેરૂન્નીસાને જાણ થઈ એટલે તે પણ માતા પિતાની મરજીને તાબે થઇ, તથા યોગ્ય પાત્ર મળવાથી સંતોષ પામી. થોડા દિવસ પછી સરદારખાં તથા મીસ મહેરૂન્નીસા લગ્નગ્રંથીથી જોડાઇ ચૂક્યાં. આ લગ્ન વખતે સરદાર જાફરઅલીએ પોતે ખાનદાની કુટુંબના

હોઈ અને સુરતમાં અગ્રણીય વ્યક્તિ હોવાથી ઉદાર દિલે ખર્ચ કરી સારી નામના મેળવી લીધી. આ લગ્ન થયા પછી એ સુખી જોડું પ્રેમનું યથેચ્છ સુખ ભોગવતું, મુંબાઇમાં રહીને આનંદમાં દિવસો નિર્ગમન કરતું હતું. મહેરૂન્નીસા પત્નીધર્મ બરોબર સમજતી હોવાથી સરદારખાંને, તે ઘણી જ પ્રિય થઇ પડેલી. આવું પ્રેમી જોડું કવચિતજ હાલના ચાલુ જમાનામાં દ્રષ્ટિગોચર થાય છે. છેવટે એ પ્રેમી જોડામાંથી અકાળે યમદેવે મીસ મહેરૂન્નીસાને ઉપાડી લઇ સરદારખાંને રઝળતો કર્યો. વાચક ! કદાચ એમ પણ હોય, કે યમરાજાને પણ તે જોડાથી સુખેથી પસાર થતા દિવસો જોઇ વિરોધ ભાવ કેમ થયો ન હોય ! ભલે ! **कालस्य गहना गतिः** કાળચક્રના પ્રવાહ સિવાય અન્ય કાંઇ જ નહિ. એ ન્યાયે શંકાનું સમાધાન કરી લઇએ.



# પ્રકરણ ૩ જું

## પોલીસ તપાસ

કાળના મુખમાં મહેરૂન્નીસાને સુતેલી જોતાંવેંત જ્યારે સરદારખાંના મોઢાંમાંથી "અરે! આ શું થયું!" એ ઉદ્દગારો જોસથી નીકળ્યા ત્યારે સાથેની ઓરડીઓમાં રહેના પાડોશીઓ એકદમ સરદારખાંની ઓરડીમાં દોડી આવ્યા. તેઓએ સરદારખાંને આ ચીસ કેમ પાડી ? એમ પૂછવા માંડયું. તેનો જવાબ મળતાં અગાઉ તેમની નજર મહેરૂન્નીસાની લાસ ઉપર પડી. તેથી તે લોકો પણ અનેક પ્રકારના તર્કવિતર્ક કરવા લાગ્યા. અને કહેવા લાગ્યા કે: "અરે! આ મહેરૂન્નીસા ત્રણ કલાક અગાઉ તો જીવતી હતી. છતાં આમ અચાનક મરણ તેનું કેવા પ્રકારે બન્યું !" પછી સર્વેએ એકમત થઇ આ ઘટના માટે પોલીસને ખબર આપવા સરદારખાંને કહ્યું. આ બધી વાતચીત ઉપર સરદારખાનું તો ધ્યાન જ નહોતું. એ તો 'આ, શું થયું ! આ શું થયું !' એવા ઉદ્દગારો જ કાઢયા કરતો. આ બનાવથી તેનું મન તાબે રહ્યું નહિ; અને ઉશ્કેરાઇ ગયો હોય એવી બ્રામન

સ્થિતિ થઇ રહી. ભેગા થયેલા લોકોએ આની કરુણ દશા જોતા શાત્વનના ઉપાયો યોજવા માડયા. કેટલાક માણસોએ પાસની પોલીસ ગેટમા જઈ ખબર આપી કે. ' ખૂન થયુ છ ' અને લાસ તેજ સ્થિતિમા ત્યા પડી છે. ' આ ખબર જમાદારે એકદમ કોન્સ્ટેબલને આપી. એટલે કોન્સ્ટેબલ પોતાના જમાદાર, સીપાઇઓ વિગેરે સરંજામ સાથે લાસ વાળી જગ્યોએ આવીને ઊભા રહ્યા ને પચક્યાસની વિધિ કરવી આવશ્યક છે એમ તેઓને લાગવાથી હાજર રહેલા માણસામાથી પંચો તરીકે ચૂટી કાઢી તેઓની પાસથી પચક્યાસો ( લાસનો તથા ખૂનવાળી જગ્યાનો ) કરી લીધા. વળી ગુન્હાઇત જેવો પ્રકાર જણાયાથી ડૉકટરના અભિપ્રાયની પણ જરૂર પડી જેથી શ્રી. ડૉકટર ભગવાનદાસનુ દવાખાનુ આ જગ્યોના પાછળજ આવેલી 'ચાલમા' હતું, ત્યાથી તેઓને બોલાવી મગાવ્યા. આ ડૉક્ટર હાલ જ ' એલ. એમ. એન્ડ એસ થયેલા, નવયુવક હતા. તેઓએ આવતા બરોબર લાસની સ્થિતિ તપાસી પોતાનો વ્યાજબી અભિપ્રાય કોન્સ્ટેબલને લખી આપ્યા. આ પ્રમાણે ત્રણે કાગળો બન્યા તેની અંદરનો મજકુર નીચે પ્રમાણે હતો.

૧—લાસના પચક્યામનો મજકુર ' જે ખૂન થયુ છે તે સ્ત્રીનુ છે. ઉ. વ. ૧૯ છે નામ મહેરુન્નીસા છે. લાસ છતી પડી છે મોઢાની અંદર લોટની કણક છે તથા પાન ખાધેલુ હોવાથી હોઠ લાલ દેખાય છે. એક હાથમા વેલણ છે, તે લાલ રગનુ છે. શરીર ઉપર વસ્ત્રમા ફકત એક પીળા રગની જરી બુટાની સાડી છે. શરીર ગૌરવર્ણું છે. ગળાના આગલા ભાગ ઉપર એટલે અઇડીયા ઉપર એક ઘા થયેલો છે. ઘા પુરો ઉતરી ગયો નથી પરતુ અર્ધ ભાગ સુધી થયલો છે. જે લોહી પડયુ છે અને ખાબોચીયુ ભરાયુ છે, તે તેમાથી વહન થઇ નીકળેલુ છે. ઘા થયેલો છે તે છરાથી કર્યો હોય એમ જણાય છે સદર ઘા આશરે ૩ ત્રણ ઇંચ લાબો અને ½ ઇંચ પહોળો છે હાથ

તથા પગ સીધી લાઇનમાં પડેલા છે. શરીરમાં આ સિવાય બીજો ઘા થયેલો નથી. માથાના વાળ છુટા નથી, પણ કેશ-કલાપ વ્યવસ્થિત છે. શરીર ઉપર નિશાન તપાસતાં જમણા પગના ઘુંટણ નીચે એક ચાઠું છે; તે ચાઠું ગુમડાનું છે એમ સરદારખાં હાજર છે તે જણાવે છે. આ બાઇનું મોત છરાનો ઘા ગળા ઉપર કર્યાથી થયેલાનું જણાય છે."

૨—ખૂન થયું તે જગ્યોની સ્થિતિનો પંચક્યાસ થયો તેનો મજકુર:—

" આ ખૂન જે ભાગમાં થયેલું છે, તે રસોડાનો ભાગ છે. તેમાં ફક્ત એક લોઢાના સળીયાની જાળી સિવાય બીજી કોઇપણ પ્રકારની જાળી નથી; તે રસોઇ કરવાના ચુલાના ઉપરના ભાગે આવેલી છે. તેમાંથી નજર કરતાં પાછળ એક નાની ગલીનો ભાગ આવેલો છે. આ જાળી વાટે કોઇ થકી આવી શકાય નહિ. આ ઓરડીમાં પશ્ચિમ ભાગે છેક છેલ્લું રસોડું આવેલું છે. રસોડામાં પેસતાં ઓરડાવાળા ભાગમાંથી આવવા એક નાની બારી છે. રસોડામાં દક્ષિણ દિશાએ બારીમાં પેસતાંજ પાણીઆરૂં તથા ચોકડી છે. તે પથ્થરનું છે. હાલ ચુલામાં અગ્નિ સતેજ છે. તે થોડાજ વખતથી ઠંડો પડેલો જણાય છે. ચુલા ઉપર તાવડી મૂકેલી છે. તેમાં એક રોટલી પડેલી છે. તે પકવવા નાખેલી હોય એમ જણાય છે. ચુલાથી દક્ષિણ તરફ એક પાટલો છે. પાટલા સામે જર્મનનો ટાટ છે. તેની અંદર ઘઉંનો લોટ આશરે નવટાંક કોરો પડેલો છે. અચ્છેરેક આશરે બાંધેલો છે. લોટની અંદર બીજું કંઇ ભેળ થયેલું જણાતું નથી, એમ હાથમાં લઇ નજરે જોઇ તપાસી લખાવીએ છીએ. વેલણ લાસના હાથમાં છે તે સાગી છે. ચુલો એકજ છે. ઓલો કહે છે તેવો નથી. એ જગ્યોએ ત્રણ પાટલા એક હારમાં ગોઠવેલા છે તેની ઉપર બીજી કંઈ વસ્તુ નથી. ટીનનો ડબ્બો અર્ધો ચાથી ભરેલો છે. મસાલો ભરવાનું કઠોડું છે; તેમાં ઉઘાડતાં, મરચું, મીઠું, હળદર, મેથી, રાઈ અને હીંગ

એ પ્રમાણે છ વસ્તુઓ ભરેલી છે. તે સિવાય વચલા ખાનામા ગરમ મસાલો છે. રોટલી વણવાની આડણી છે તે ઉપર કંઇ નથી; તે ચુલા આગળના પાટલા સામે અને ટાટની પણ સામે આવેલી છે. બીજા નાના ટાટ પીત્તળના કલાઇ કરેલા નંગ પાંચ છે. ચાર વાડકા લોઢાના હોય એમ જણાય છે. ચા પીવાના કપ ચીનાઇ માટીના રકાબી સાથે ચાર છે. આ સિવાય રસોડામાં પાણીઆરા ઉપરનાં વાસણ સિવાય કંઈ નથી. તે પાણીઆરા ઉપર પીત્તળનું બેડું ઘડા સાથે છે. એક માટીના લાલ રંગનો ગોળો છે. બે લોટા પીત્તળના નાની સાઇઝના છે. બેડામાં તથા ગોળામાં પાણી છે તે કોઇ પણ ભેળસેળ સિવાયનું ચોખ્ખું છે. રસોડામાં પેસવાની બારી ઓરડા ભણીથી આવેલી છે તેમાં થઇ ઓરડામાં જતાં વચ્ચે વચ્ચે થોડા થોડા અંતરે લોહીનાં ટીપાં પડેલાં છે. તે આગળના રૂમ સુધી અને દાદર નજીક પણ દેખાય છે. રૂમ (બેઠક) બહાર માળાની ‘ચાલ’ આવેલી છે. દાદર રૂમથી પૂર્વ તરફ આવેલો છે, તે દાદરના પગથીયા ઉતરતાં બે પગથીયાં સુધી લોહીનાં ટીપાં દેખાય છે. મકાનમાં તમામ ઠેકાણે ઝડતી કરતાં કોઈ પ્રકારનું હથિયાર જણાતું નથી. તેમ કોઇ લોહીવાળી વસ્તુ જણાતી નથી. મકાનમાં તમામ ઠેકાણે લાઇટ હોવાથી આ પંચક્યાસોમાં લખાવેલી હકીકત નજરે જોઈ લખાવી છે. અને તે જે તે સ્થિતિ પ્રમાણે બરોબર છે.”

તા. ૮ માહે એપ્રીલ સન ૧૮૯૦

રાત્રે ૧૦ વાગે.

( સહીઓ પંચોની )

રૂબરૂ

(સહી) કોન્સ્ટેબલની.

૩—ડૉકટરે લખી આપેલા અભિપ્રાયનો મજકુરઃ—

“ જે લાસ મ્હે તપાસી તે સ્ત્રીની છે. તેનું મોત ગુન્હાઇત પ્રકારે થઈ ખૂન થયેલું છે. લાસ છતી પડેલી છે. શરીરના ભાગ ૩પર ઘા એક, ગળાના આગલા ભાગ–અઇડીયા ઉપર થયેલો છે. તેનું માપ લેનાં ૨.૧/૨ ઇંચ લાંબો તથા ૧/૨ ઇંચ પહોળો છે. તેમાંથી જ લોહી વહી પાસેનું ખાબોચાયું ભરાયેલું છે. લોહી લગભગ એક રતલ જેટલું જણાય છે. તેના હાથ પગ સીધા થયેલા છે. શરીરનો રંગ પ્રથમ કેવો હશે તે કહી શકું નહિ પરંતુ હાલ સ્યામવર્ણ કહી શકાય છે. ઝેરની અસરથી કાળાશ આવે છે પણ તેવો પ્રકાર હોવાનું ચોક્કસ કહી શકું નહિ. ઝેર અનેક પ્રકારનાં હોય છે; તેમાં કેટલાકની અસર તાત્કાલીક થઈ મરણવશ થાય છે. હાલ મોત થયું છે તે ગળા ઉપરનો ઘા થવાથીજ થયાનું મારૂં અનુમાન છે. તે ઘા લોઢાના તિક્ષ્ણ હથીયારથી થયેલો છે. ”

તા.—માહે—સન.
રાત્રે ૧૦ાા વાગે.

(સહી) **બી. એચ. પટેલ.**
ડૉકટર–ચર્નીરોડ, મુંબાઇ.

ઉપર પ્રમાણે પંચકયાસો તથા અભિપ્રાયની વિધિ થઇ રહ્યા બાદ કોન્સ્ટેબલે પંચો તથા ડૉકટરને રજા આપી. કોન્સ્ટેબલ મી. હીરાલાલ વિસ્મય થયા કેઃ ‘ આ ખૂન કોઈ જેવા તેવા ઇસમે કરેલું નથી, પણ પૂરેપૂરા કાફર અને હોશિયાર વ્યકિતએ કરેલું છે. તેથી તે એકદમ હાથ આવવો મુશ્કેલ છે. હવે મારે છૂપીપોલીસને તપાસ કરવા આ કેસ વેળાસર સોંપાવવા તજવીજ કરવી જોઇએ.’ આ વિચાર કરતાં મી. હીરાલાલ કોન્સ્ટેબલને યાદ આવ્યું કેઃ ‘ આ પહેલાં છૂપીપોલીસના બાહોશ માણસ મી. ભીખારીલાલને હાલ જ

બોલાવી તેમને આ હકીકત તાત્કાળીક દેખાડી હોય તો આગળ ઉપર ઘણી ઉપયોગી થશે.' તુરતજ તેઓએ પોતાના જમાદારને, પોલીસગેટ ઉપર જઇ મી. બીહારીલાલને ટેલીફોન કરી આ સ્થળે બોલાવવા મોકલી દીધો. જમાદારે ગેટ ઉપર જઇ મી. બીહારીલાલને ટેલીફોનમાં સૂચના કરી. તે સમયે મી. બીહારીલાલની ઑફીસમાં ટેલીફોન પાસે સીપાઇ બેઠેલો હતો: જેથી સીપાઇએ ટેલીફોન મળતા બરોબર મી. બીહારીલાલ પોતાની ઓરડીમાં સુતા હતા ત્યાં જઈ ખબર આપી દીધી. મી. બીહારીલાલને ખબર મળતાં બરોબર 'ભૂખ્યા વ્યાઘ્રને જેમ શિકાર મળતાં શરીર મરડે તેમ આનંદમાં આવી ગયા. તતએવ વિકટોરિયા ગાડીમાં બેસીને ગુન્હાવાળી જગ્યોએ પોતે આવી પહોંચ્યા. આ વખતે રાતના એક વાગવાનો સુમાર થયો હશે. પોતે આવીને મી. હીરાલાલ કોન્સ્ટેબલને મળ્યા. સઘળી હકીકતથી તેઓ વાકેફ થયા. જે જે કાગળો આ પહેલાં બનેલા તે સર્વે વાંચી લીધા. પછી ટીટજ જુનીયરનું હાથશનસ લઇ રસોડા વાળી ખૂનની જગ્યોએ ગયા અને લાસ બરોબર તપાસી તેમાંથી કંઇ જ જાણવા જેવું જણાયું નહિ. કાગડાની નજર જેવી આંખો ચોમેર ફેરવતા આખા મકાનમાં ફરી ફરી ખૂણાખોચરા તપાસતા હતા: તોપણ આખરે કંઇજ આશાજનક ચિન્હ તેઓને માલુમ પડયું નહિ. પછીથી ઓરડાના ભાગમાં લોહીનાં ટીપા પડેલાં તે દરેકનું અંતર કેટલું છે તેનું માપ ભરી લીધું અને પોતાની એક નોધપોથી (બ્લેક ડાયરી) માં ટાંકી લેવા માંડયું. તે થઇ રહ્યા બાદ ફરી તપાસ કરતાં, મકાનમાંથી નીચે ઉતરવાનો દાદર જોયો. તે દાદર ઉપરથી નીચે ઉતરવા માંડયા; તેનાં ચારેક પગથીયાં થઈ રહ્યાં કે, એક પડીકું વાળેલું હોય તેવો ચુંથાયલો કાગળ મળ્યો. તે ઉપાડી લઇ તેને તપાસતાં જણાયું કે: ઉપરના ભાગે કંઇક શ્વેત પદાર્થ ચોટેલો છે, એટલે ઝટપ લઇને ગજવામાં બરોબર વાળીને તે મૂકી દીધો. પછી મી. હીરાલાલ કોન્સ્ટેબલને કહ્યું કે: બાકીનું કામ હવે સવારે કરીશું. અત્યારે તો આંખમાં ઉંઘ

ભરાઇ ગઇ છે માટે હું જાઉં છું. મી. હીરાલાલે તેમ કરવા ખુશી જણાવી એટલે મી. બીહારીલાલ સ્વસ્થળે આવી પહોંચ્યા. આ મી. હીરાલાલ લાસ સાચવવાનો બંદોસ્ત કરી ગેટમાં જઇ ધીન થયા. બીજે દિવસે લાસની અન્ત્યેષ્ટ વિધિ થઇ ગઇ. કારણ કે મી. બીહારીલાલને લાસ ઉપરથી કંઇ વધુ જાણવા જેવું રહ્યું ન હતું. લાસને વગે કર્યાપછી તેજ દિવસે સવારે "મુંબાઇ સમાચાર"માં જાહેર ખબર બહાર પડી કે: "એક સોલીસીટર સાહેબની ઑફીસમાં કામ કરતા બાહોશ માણસ મી. સરદારખાંની ઓરત 'મીસ મહેરન્નીસા'નું ગઇ સાંજે ૭ા ના સુમારે ચર્નીરોડ ઉપર આવેલા ખેમજી હિરજીના માળામાં ભાડે રાખેલા મકાનમાં ઘુસી કોઇ હરામખોરે ભયંકર રીતે છરાનો ઘા ગળા ઉપર કરી ખૂન કરેલું છે."



# પ્રકરણ ૪ થું

## બહાદુર ડિટેક્ટીવો.

આજકાલ મુંબાઇની છૂપી પોલીસની પ્રશંસા થતી, સર્વત્ર સાંભળવામાં આવે છે. તેનું કારણ આપણા મી. બીહારીલાલની હોંશીયારી, અને દરેક કેસમાં જોઇએ તેટલી તત્પરતા વાપર્યાથી જ આખાયે ખાતાની ખ્યાતી વધારે દીપી નીકળી છે; એટલે વાહ-વાહ દરેક ઠેકાણે બોલાય એ સ્વાભાવિક છે. મી. બીહારીલાલની ઉમ્મર હાલ લગભગ ૩૫ થી ૪૦ વર્ષની અંદર છે. તેઓ વણિક કોમના વીશા ખડાયતા છે. પોતે બહુ ઠીંગણા છે જેથી પ્રેક્ષકને, પ્રથમ દર્શનીય ૨૫ વર્ષની ઉમ્મર હોય તેવું લાગતું. માથાના વાળ આંકડીયા છે. માથું સાધારણ મોટું છે, ને શરીરે મજબુત બાંધાના છે. આંખો ભવ્ય ને તેજસ્વી છે. મૂછોના આંકડા હમેશાં વાળેલા રાખે છે. વ્યાયામનો શોખ પ્રથમથી હોવાથી ચાલવાના કામમાં બહુ ઝડપવાળા હોઇ એક કલાકમાં સાહેજે ૩ કોશ ચાલ્યા જતા. વળી દિનપ્રતિદિન નવીન નવીન કેસ હાથમાં આવતો હોવાથી બુદ્ધિનો વિકાસ પણ ઠીક થયેલો છે. મનોબળ પણ એવું કેળવ્યું હતું કે, ધારેલું અને

હાથમાં લીધેલું કામ કોઇપણ પ્રકારે ગમે તેવી મુશ્કેલીઓ હોય, છતાં પાર પાડવાને ઉત્સુક રહેતા હતા, અને તેમાં સફળતા મેળવતા. તેના જ પરિણામે તેઓએ આખા ખાતાને શોભાયમાન બનાવ્યું છે. એમની સાથે સહવાસમાં રહેનાર માણસો પણ તેમનું અનુકરણ હમેશાં કર્યા કરતા અને તેવા બનવાને ખંત રાખતા હતા.

મી. બીહારીલાલનું મૂળ વતન આણંદ પાસે મોગરી નામે ગામડું છે, ત્યાંના રહીશ છે. એમના કુટુંબમાં માતા પિતા નાનપણુથીજ લગભગ ૭ વર્ષની ઉમ્મરે તેમને અનાથ મૂકી સ્વર્ગવાસ થયેલાં હતાં. તે સિવાય બીજો એક પોતાનો મોટો ભાઇ હાલ છે તે વેપારના ધંધામાં પોતાનો નિર્વાહ ચલાવ્યા કરે છે. મી. બીહારીલાલે દશ વર્ષની ઉમ્મર સુધી પોતાના ભાઇના આશ્રય તળે રહી ગુજરાતી ભાષાનું તથા વેપારનું સાધારણ જ્ઞાન સંપાદન કરેલું હતું. લોકો સાથે પરિચયમા વધારે રહેતા અને નવીન નવીન બાબતો શિખવામાં મન દોડાવતા. એક વખત પોતે દુકાને વેચાણ કરવા સારૂં બેઠેલા ત્યારે સ્વાભાવિક રીતે પોલીસના સીપાઇએ 'બીડી' માગી. તેમણે ચોખ્ખી ના પાડી અને કહ્યું કે: " પૈસા આપો તો આપું. " પોલીસના સીપાઇ, અને વળી જાતે મિયાંભાઇ એટલે કહેવત છે કે: ' મૂળ મિયાં ને ભાંગ પીધી ' તે પ્રમાણે આ સીપાઇ મીજાજ ખોઇ કહેવા લાગ્યો કે: " અબે બનીયા એક બીડી નહિ દેતા હય તો ફીર દેખા જાયગા. " આ ધમકીથી મી. બીહારીલાલ ડર્યા નહિ, અને ધૈર્યતાપૂર્વક બોલ્યા કે: " તારાથી જે બને તે તું કરી લેજે ! " એટલે મિયાંભાઇની દાઢ અહિં ગળી નહિ થવાથી બીજી દુકાને જઇ બીડી લઈ પીવા લાગ્યા. મી. બીહારીલાલના મોટાભાઇ આવ્યા એટલે ઉપરની હકીકતથી વાકેફ થયા. તેઓએ મી. બીહારીલાલને કહ્યું કે: " એતો પોલીસના સીપાઇ છે; તેથી બીડી ના આપીએ તો આપણને કેદમાં લઇ જાય ! માટે બીડી આપવી જોયતી હતી. ! " મી. બીહારીલાલે કહ્યું કે: " બીડી ના આપીએ તો કેદમાં લઇ જાય ખરા

કે!" તેમના મોટાભાઇએ વળી ખુલાસા ખાતર જવાબ આપ્યો કેઃ "અરે ભાઇ! તું તો ગાંડો છે. બીડી ના આપીએ તો હરકોઈ કામે આપણા ઉપર દ્વેષ રાખી સપડાવે. કારણ કે ગામડામાં વેપાર કરીએ એટલે કોઈ વખત પણ દાવમાં આવીએ!" આવું બોલવું પોતાના મોટાભાઇના મોઢામાંથી સાંભળ્યું; જેથી મી. બીહારીલાલને વેપાર કરવા ઉપરથી તથા ગામડામાં રહી જીવન ગાળવા ઉપર તીરસ્કાર યુક્ત લાગણી ઇત્પન્ન થઈ. એ કારણે પોતાના મોટાભાઈને કહેવા લાગ્યા કે "હું તો હવે અહીં વેપાર કરવાનો નથી. કરીશ તોપણ ગામડામાં રહીને તો નહિ જ કરવાનો. ગામડામાં રહીએ તો આવા કાળી ટગલીવાળા આમ આવી નિર્થક સપડાવે!"

આખરે તેમના ભાઇએ જણાવ્યું કેઃ "ભાઇ! તને જેમ રૂચે તેમ તું મોટી ઉમ્મરનો થયા પછી કરજે; તેમાં મારે હરકત નથી. પણ હાલ તો મારી દુકાને આવું કરે એટલે મારે પણ પોલીસના માણસો સાથે ભૂંડા થવું પડે!" મી. બીહારીલાલના મોટાભાઇમાં ગામડાના સંસ્કાર પડેલા અને પ્રસંગોપાત આવી રીતે તેમને ભય બતાવવામાં આવેલો તેથી તેમનામાં, નિડર વિચારો કરવાની શક્તિ ક્યાંથી હોય! તેઓ ભીરૂતા ડગલે ને પગલે દેખતા. એતો જેવું જુએ તેવું કહે.' તેમાં તેમનો શો દોષ! પરંતુ આ વર્તન ને વિચારો આપણા ચકોર મી. બીહારીલાલને ન રૂચ્યા. વળી કંઇક યાદ આવવાથી પોતાના ભાઇને પૂછ્યું કેઃ "ભાઇ! સીપાઇને આવો અધિકાર છે, તો તેમના સાહેબને કેટલો અધિકાર હશે? આ પોલીસની નોકરી તો બહુ સારી કહેવાય! ખરૂં કે નહિ?" પોતાના લઘુબન્ધુ ઉપર પ્યાર લાવી મોટાભાઇએ કહ્યું કેઃ "અરે ભાઇ! તેમની તો વાતજ જવાદો ને! સાહેબ ગામડે આવે તો આપણા માલમસાલા ખાય અને આપણા ઉપર દાદાગીરી ચલાવે એ તો જુદું! ફક્ત સીપાઇ તો બીચારો બીડી માગીને જ વેગળો રહે તે તો સારૂં છે!"

આ દયાપાત્ર જવાબે જ મી. બીહારીલાલને પોતાની ઉન્નતિનો રસ્તો સુઝાડયો અને તેઓએ આ જવાબ ઉપરથી ચોક્કસ નિશ્ચય કરી દીધો કે: નોકરી કરવી તો પોલીસની જ કરવી; કે જેથી આવો અધિકાર અને મસ્ત થઇ ફરવાનું મળે. પણ શું કરૂં ! હાલ મારી ઉમ્મર તો નાની છે એટલે નોકરી તો ન જ મળે ! સાહેબ થવાને તો ભણવું જોઇએ ! અને ઇંગ્રેજી શીખવું જોઇએ, એ પણ ખરૂં ! માટે ઇંગ્રેજી ભણવાનો પ્રથમ પ્રયાસ કરૂં તો સારૂં. આવા અનેક વિચારો એકજ પળમાં મી. બીહારીલાલે કરી લીધા. છેવટે બીજે દિવસે પોતાના ભાઇને જણાવી દીધું કે: “ મારે હજી ઇંગ્રેજી ભણવું છે તે પછી મોટા સાહેબ બનવું છે. જેથી મને આણંદની ઇંગ્રેજી શાળામાં ભણવા મૂકો. ” ભાઇને આ વિચાર સ્તુત્ય લાગવાથી આણંદની ઇંગ્લીશ સ્કુલમાં મી૦ બીહારીલાલને ભણવા મૂકયા. અભ્યાસમાં આગળ વધી વીશ વર્ષની ઉમ્મરે પ્રીવીયસ સુધી જઈ તે પરીક્ષા પણ પસાર કરી. તેમના મૂળ સંસ્કાર પોલીસ ખાતામાં નોકરી કરવાના પડેલા, તે પ્રમાણે ૨૧ વર્ષની ઉમ્મરે પ્રોબેશનર તરીકે પોલીસ ખાતામાં દાખલ થયા. બે વર્ષમાં નાયબ કોન્સ્ટેબલની જગ્યોએ આણંદમાંજ કાયમ સુદ્ધાં થયા. નોકરીમાં રહી, નીતિ અને સરળતાથી કામ કર્યાના કારણે તે સર્વને લોકપ્રિય થઇ પડયા. થોડા જ વખતમાં પોલીસ ખાતાના વડા અધિકારીએ માતર તાલુકામાં રૂા. ૬૦) સાઠના પગારથી મી. બીહારીલાલને કોન્સ્ટેબલમાં કાયમ કરી બદલવામાં આવ્યા. માણસ જેમ જેમ ઉંચે દરજ્જે જાય છે તેમ તેમ તેનામાં ઘણે ભાગે અભિમાનના અંકુરો સ્ફુરે છે. તેમાં વળી આ પોલીસ ખાતામાં નોકર રહી નિરાભિમાની રહેવું ઘણુંજ મૂશ્કેલ છે. છતાં પણ આપણા નાયક મી. બીહારીલાલમાં તેવું કાંઇ ન હતું. ઉલટ પોતે સ્વમાન જાળવી લોકપ્રિય, તેમ અધિકારીને પ્રિય થઇ પડેલા એ પણ એક મનુષ્ય જ હતા. એમની નિડરતા કામની ચપળતા તથા ખરા ગુન્હેગારો શોધવાની અજબ કળા વિગેરે ચીકીત્સા ઉપરી અધિકારીઓએ તેમનામાં જોવાથી તેઓને ડિટેકટીવ (છૂપી પોલીસ)

ખાતામાં મૂકવા ભલામણુ કરી. જેથી તે ખાતાના વડા અધિકારી મે. વેડસન સાહેબે મી. બીહારીલાલને પોતાની પાસેજ મુંબાઇમાં રાખી પગાર રૂ. ૧૦૦ સોથી છૂપી પોલીસના ઇન્સ્પેકટર તરીકે નીમ્યા. ત્યાં રહી કામ કરવાથી ધીમે ધીમે તેમની ખ્યાતી ગુજરાતમાં થવા માંડી તથા જાહેર લોકપ્રિય પેપરોએ પોકાર કરવા માંડયો કેઃ " મી. બીહારીલાલ ગોવિંદલાલ જેઓ માતર તાલુકામાં કોન્સ્ટેબલ હતા, તેમની બાહોશી ઉપરી અધિકારીઓએ જાણ્યાથી છૂપી પોલીસમાં મુંબાઇમાંજ, એક ડિટેકટીવ ઇન્સ્પેકટર તરીકે રૂ. ૧૦૦ થી નિમણૂંક કરવામાં આવી છે. જેથી આપણે (પ્રજા) આનંદ પામીશું કે મુંબાઇની પ્રજાને એક સારો અમલદાર જોઇએ તેવી જગ્યોએ મળ્યો છે અને આશા છે કે મી. બીહારીલાલ-ગુન્હેગારોને ખરા સ્વરૂપમાં ઓળખી કાઢી તેઓને શોધી રૈયતને રક્ષણ આપશે; એમ અમે આ તકે તેમને વિનવીયે છીએ." જ્યારથી તેમની છૂપી પોલીસમાં નીમણૂંક થઇ ત્યારથી ગુન્હેગારો શોધવામાં તે એવી રીતે મંડયા રહેતા કેઃ **'અર્થં સાધયામિ વા દેહં પાતયામિ'** એ સૂત્રાનુસાર દરેક કેસમાં મહેનત કરવા લાગ્યા. આથી તેઓએ બીજા અમલદારો કરતાં ધીમે ધીમે આગળ પડતા ગણાવા લાગ્યા. થોડી મુદતમાં મુંબાઇ જેવી પ્રજામા એક પ્રખ્યાત ડિટેકટીવ તરીકે ગણાઇ સારી બાહોશી મેળવવા માંડી. અધિકારીઓ પણ ભારે ગુન્હાઓ તેમનેજ સોંપવા લાગ્યા. મી. બીહારીલાલ પણ ઉમંગભેર દરેક કેસમાં નિપૂણતાથી પસાર થતા. ઇંગ્લીશ જ્ઞાન પણ સારૂં હતું; જેથી નવીન નવીન પુસ્તકો, પેપરોનો સંગ્રહ કરતા. અને તેમાંથી જ્ઞાન વધુ ને વધુ મેળવતા જતા હતા. રસાયણિક પદાર્થ વિજ્ઞાન વિગેરેનો અનુભવ ઘણી ઝડપથી મેળવી લીધો. તે જ્ઞાન તથા અનુભવ આ નોકરીના અંગે ઘણો ઉપયોગી થઇ પડયો. સાક્ષર કવિશ્રી દલપતરામ ભાઇએ કહ્યું છે કેઃ 'ભણતાં પંડિત નીપજે, લખતાં લહીઓ થાય.' તે કહેવત મી. બીહારીલાલે ખરી પાડી છે. તેઓ પુરૂષાર્થથી દરેકમાં વિજયજ મેળવતા હતા. ભાઈ વાચક! તું પણ અનુભવ કરાય તો કરી

જો જે. ખેર ! પ્રયત્ન તો કર અને જોતો ખરો કે દુનીઆમાં મહાન વ્યક્તિ કેમ થવાય છે !

મી. બીહારીલાલ ડિટેકટીવ તરીકે મુંબાઇમાં આવ્યા પછી તેમને મદદગાર તરીકે એક માણસની જરૂર હતી. જેથી તેમની મરજી પ્રમાણે ગોગ્ય લાગે તે માણસને રાખી લેવા ઉપરી અધિકારી મે. વેડસન સાહેબે તેઓને અધિકાર આપ્યો હતો. તે પ્રમાણે થોડા દિવસમાં મી. અકબરખાન કરીને મુસલમાન કોમનો એક માણસ તેઓની પાસે એપ્લીકેશન ( અરજી ) સાથે આવીને રજુ થયો. તેની કસોટી કરતાં હોંશીયાર તેમજ ગરીબ હોવાથી દયાના કારણે એ માણસ ગોગ્ય જણાયો. તેની રૂ. ૬૦) માં પોતાને મળેલા અધિકાર અન્વયે નિમણુંક કરી. ત્યારબાદ મી. અકબરખાન પણ દરેક કેસમાં સાથે રહી કામ કરવા લાગ્યો અને વારંવાર મી. બીહારીલાલને મદદ કરવા લાગ્યો. એ સિવાય ઇંગ્લીશ જ્ઞાન પણ મેટ્રીક સુધી હોવાથી લખવા વાંચવામાં મદદ મી. બીહારીલાલને ઠીક મળતી હતી. મી. અકબરખાન ખાનદાન કુટુંબનો હતો. તેને કોઇ આગળ પાછળ સગું ન હતું. મીલ્કતમાં હવે ફક્ત એક રહેવાનું મકાન છે. તે સિવાય જમીન જાગીરી કાંઇ નહિ હોવાથી નોકરીની શોધ કરેલી. આખરે ખુદાએ તેની બંદગી સાંભળી, મી. બીહારીલાલના મદદગાર તરીકે તેની નિમણુંક થઇ. આ નોકરી જતી રહેશે તો નિભાવ થશે નહિ એવી બ્હીકથી દરેક કામ તે બનતી મહેનતે કરવા લાગ્યો. કોઇ કોઇ વખત તે મદિરાને પણ ન્યાય આપવા ચૂકતો નહિ. દુર્વ્યસનથી વેગળા રહેનાર કોઇક જ વિરલા પુરૂષો હોય છે. એની નિમણુંક થયા પછી લગભગ એક વર્ષે મીસ મહેરૂન્નીસાનું ખૂન થયું છે. એટલે મી. બીહારીલાલને એ કેસ તપાસ માટે સોંપવામાં આવેલો; તેમાં મી. અકબરખાન પણ મદદ કરી રહ્યો છે જ્યારે ના ચાલે તેમ હોય તો જ કોઈ કામ કોઇપણ કેસમાં મી. બીહારીલાલ આ મદદગારને કરવા કહેતા. તે સિવાય બાકીનું તમામ કામ પોતાને પ્રથમથી જ કરવાની ટેવ હોવાથી સોંપતા નહતા. મી. અકબરખાન પણ શરીરે મજબુત

હોઈ ચહેરો ભવ્ય હતો. જો કે જમણી આંખ ફુટેલી હતી છતાં નજર ઠીક ચલાવતા !

પ્રિય વાચક ! ઉપરના પરિચયથી પાત્રોનું ઓળખાણ તારા લક્ષ્યમાં આવ્યું તો હશે જ ! એ પાત્રોનો પરિચય તારા કોમળ મગજમાં કોતરી રાખજે. જેથી ભવિષ્યની ઘટના કળી લેતાં હરકત પડે નહીં. તાત્પર્યમાં આ પ્રકરણ માટે કહેવાનું કે મી. બીહારીલાલની મૂળ સ્થિતિ ધ્યાનમાં લઈ તેમનાં સાહસિક કામો કેવા પુરૂષાર્થથી પૂરાં કરી, સાધારણ સ્થિતિમાંથી કેવી ઉન્નત દશાને તેઓ પ્રાપ્ત થઈ જગ વિખ્યાત થયા ! એ તમામનું અવલોકન કરી તેવું પુરૂષાર્થ કરવા વિનંતી છે.

કહેવત છે કે: "આત્મશક્તિથી મહાન કઠણ કાર્યો પણ પૂર્ણ થાય છે." એ મુદ્રિત વાકયને તારો જીવન મંત્ર કરી રાખી નિરાભિમાન રાખજે.



## પ્રકરણ ૫ મું

## શંકાનું સમાધાન !

ગુન્હાવાળી જગ્યોનું અવલોકન કરી મી૦ બીહારીલાલ તપાસ કરા ગયા. તે પછી સવારમાં મી૦ હીરાલાલ કોન્સ્ટેબલે, રાત્રે બનેલા તમામ કાગળો લઇ પોતાના વડા અધિકારી મે. વેડસન સાહેબની પાસે જઇ, મોઢેથી કેટલી હકીકત તેઓ સાહેબને સમજાવી દીધી, તથા કાગળો આપ્યા. તદુપરાંત આ કેસનો તપાસ કરવા સારૂં બાહોશ ડિટેક્ટીવ મી. બીહારીલાલને સોંપવા ભલામણ કરી. મે. વેડસન સાહેબે કાગળો વાંચી લીધા અને કોન્સ્ટબલે કરેલી ભલામણ વ્યાજબી લાગવાથી હુકમ સાથે તુરતજ તમામ કાગળો મી. બીહારીલાલ તરફ તપાસ કરી ખૂની શોધી કાઢવા સારૂ મોકલી આપ્યા. મી. બીહારીલાલની ઑફીસ ગ્રાંટ રોડ ઉપર આવેલી છે. ઑફીસ તથા મી. બીહારીલાલ, અકબરખાન, અને તેમના પટાવાલાઓને રહેવા માટેનું મકાન એકજ છે. ઑફીસ રસ્તા ઉપર મેડીમાં છે અને રહેવાની જગ્યા અંદર પેસતાં ખડકીના આકારમાં હોવાથી તે દરવાજાની ગરજ સારે છે. દરવાજા આગળ જ ઑફીસ ઉપર જવાનો દાદર આવેલો છે. દરવાજામાં થઇ

અંદર ગયા એટલે વચ્ચોવચ્ચ ખુલ્લું મેદાન જેવું છે. મેદાનની આજુબાજુ ઓરડીઓની લાઇન આવેલી છે. તે ઓરડીઓમાં સવડ પ્રમાણે ઑફીસના દરેક માણસને રહેવા સારૂ આપવામાં આવેલી છે. આ ગોઠવણ જ્યારે જ્યારે તાત્કાળિક માણસોની જરૂર પડે ત્યારે ત્યારે નજીક હોય તો મદદ કર્તા થઇ પડે તે હેતુથી કરેલ છે. વળી ઑફીસ, ખડકીમાં પેસતાજ મેડા ઉપર આવેલી હોવાથી, જાહેર રસ્તા ઉપર થઇ જનાર આવનાર માણસો ઉપર અમલદારની સ્વાભાવિક રીતે નજર પડી શકતી. દાખલ થતાંજ દરવાજા ઉપર પહેરો રહે છે. મી. બીહારીલાલને ગઈ રાત્રે તપાસ કરીને આવ્યા પછી બીલકુલ ઉંઘ આવેલી નહિ. તે નહિ આવવાનું કારણ ફક્ત મહેરૂન્નિસાનું ખૂન શી રીતે થયું ! કોણે કર્યું ! વિગેરે વિચાર વમળમાં આખી રાત્રિ કાઢેલી હતી. સવારે ચા ને ન્યાય આપી પોતાની ઑફીસમાં આવી કામ કરી રહેલ છે. વળી સામે મી૦ અકબરખાંન ગાદી તકીયે બેસી ડાયરી ઉપરથી નોંધ કરે છે. એટલામાં એક પટાવાળો કેટલાક કાગળો હાથમાં લઇ આવ્યો અને સલામ કરીને ટેબલ ઉપર કાગળો મુકયા. તે મી. બીહારીલાલે હાથમાં લઇ વાંચવા માંડયા એટલે જણાયું કેઃ મહેરૂન્નિસાના ખૂનના કેસ સંબંધી કાગળો તથા તેનો તપાસ કરવાનો હુકમ મે. વેડસન સાહેબ તરફથી મળેલ છે. આથી તેઓ ઘણાજ આનંદ પામ્યા; પણ બીજી તરફ દિલગીરી એ હતી કેઃ પોતાને ગઇ રાત્રે તપાસમાં બીલકુલ મુદ્દામાલ, તેમ કંઇ ચોક્કસ હકીકત હાથ લાગી નથી. જેથી આ કેસમાં આખરે નિરાશ થવાનો પ્રસંગ આવશે તો ? હશે ! તો પણ છેવટ સુધી પ્રયત્ન કરીશ જ ! એમ મન સાથે નક્કી કરીને મી. અકબરખાંનને કહ્યું કેઃ “ તમે આ કામમાં જરૂર મદદગાર થશો. કારણ કે આ કેસ જેવો તેવો નથી ! માટે મ્હને મદદની ખાસ જરૂર પડશે. બનતા સુધી તો તમને તસ્દી નહિ આપું. ” મી. અકબરખાને જવાબ આપ્યો કેઃ “ સાહેબ ! ઘણીજ ખુશીથી. આપ ફરમાવશો ત્યારે આ તાબેદાર તો હાજર છે જ. પરંતુ કેસના

કાગળો જોતાં ખૂનનો મામલો ઘણો ભેદ ભરેલો છે. જેથી કદાચ મારી અક્કલ કામ નહિ કરે." મી. બીહારીલાલે જવાબમાં "વારૂ; જ્યારે તમારી અક્કલની જરૂર નહિ હોય, ત્યારે તમારી જાતની (શરીરની) મદદ લઇશ." એમ કહી પટાવાલાને રજા આપી. પટાવાળો ગયા પછી મી. બીહારીલાલે કેસના કાગળો ધ્યાનપૂર્વક વાંચવા લાગ્યા. વાંચતાં વાંચતાં શંકા ઉત્પન્ન થઇ કેઃ ખૂન હથીયારથી થયું છે વા ઝેરથી થયું છે! પ્રથમ તે નક્કી કરવું જોઇએ. તે માટે ડોકટરનો અભિપ્રાય વાંચ્યો; એટલે તેઓએ અનુમાન કર્યું કેઃ "પંચોએ પંચક્યાસ વખતે મહેરૂન્નિસાનો ગૌર વર્ણ લખાવ્યો છે. તેથી ઉલટ ડોકટરે શરીરનો રંગ કાળો હોવાનું લખાવ્યું છે– દરમ્યાનમાં ટાઇમ ફકત અડધો કલાક ગયો છે. આ ઉપરથી ધીમે ધીમે ઝેરની અસર થયેલી અને ડોકટરે અભિપ્રાય લખી આપ્યો તે વખતે પૂર્ણ અસરના કારણે આખુંય શરીર કાળું થયું હોય એમ જણાય છે. એટલુંજ નહિ પરંતુ, થોડાજ ટાઇમમાં પ્રસરી જાય એવું ભીષણ પ્રકારનું ઝેર હોવું જોઇએ. તાત્પર્ય જે મોત થયું છે તે પ્રથમ ઝેરથી થયા બાદ ફકત ઉપરનો દેખાવ કરી કોઇ હથીયારથી ઘા કરી ખૂનીએ પોલીસને ભૂલાવવામાં નાખવા માટે કર્યો છે. જેથી પ્રથમ કયાપ્રકારનું ઝેર હશે એ ચોક્કસ કરી તે કયાંથી આણેલું! તે પણ તપાસ કરવો જરૂરનો છે." અંતે આ અનુમાન ઉપર આવતાં કંઇક યાદ આવ્યું, એટલે ઝડપ ભેર ઉભા થયા; અને પોતાના ખીસ્સામાંથી ગઇ રાત્રે ગુન્હાવાળા મકાનમાંથી મળેલું કાગળનું પડીકું બહાર કાઢયું. તે ઝીણી નજરે જોયું તો, તેની ઉપર ધોળો પદાર્થ ચોંટેલો રાત્રે જોયેલો તે હાલ પણ જણાયો. એટલે તેમનું અનુમાન મજબુત થયું. વળી પડીકાવાળો કાગળ કંઇક લખાયલા અક્ષરનો જોયો. તે લખાણ વાંચવા માંડયું તો તેમાં "ઇબ્રાહીમ એન્ડ સન્સને ખાતે રૂ. ૪૯ાા જમા......( આ નિશાની જેટલી જગ્યા વાળો કાગળ ફાટેલો, એટલે આગળ વંચાયું નહિ) એમ લખેલું હતું. વાંચતા બરોબર એકદમ ખુશી થતા ઉભા થયા ને પગ પછાડી કહેવા લાગ્યા કેઃ "હવે

ખૂની ક્યાં જવાનો છે? હાલ જ પકડી પાડું છું." આ શબ્દો મી. અકબરખાંને સાંભળી તેઓ વિસ્મય થઇ કહેવા લાગ્યા કેઃ "શું સાહેબ! હાલજ પકડી શકો છો? એવું આપની પાસે શું સાધન મળી આવ્યું છે?" મી. બીહારીલાલે વળી આનંદમાં મશગુલ થઇ જણાવ્યું કેઃ "અરે યાર! મી. અકબરખાંન! હું પરમેશ્વરનો ઉપકાર માનું છું કે, દરેક કેસમાં મને તે સહાય થાય છે. તે પ્રમાણે આ કેસમાં પણ થયું છે. જુઓ પદાર્થવાળો કાગળ! જે પદાર્થ છે તે ઝેર છે અને તેના પ્રયોગથી મોત થયેલું છે. વળી ઝેર ક્યાંથી આણ્યું છે, તે પણ આ કાગળ ઉપરથી જણાય છે. કોઈ 'ઇબ્રાહીમ એન્ડ સન્સ' નામની દુકાનેથી ખૂની લાવેલો છે. જેથી જઇને તપાસ કરૂં છું કે ગઇ કાલે ઝેર કોને કોને વેચાણ આપ્યું છે. તે તેની નોંધવહી ઉપરથી તપાસ કરી નામો મેળવી લઇશ. તે નામો ઉપરથી તપાસ કરતાં ખૂની પણ જણાઇ આવશે. તથા ઝેર કેટલા પ્રકારનાં છે ને કેટલા ટાઇમમાં અસર કરે છે તે હકીકતથી વાકેફ થતાં જલદી અસર થાય તેવું ઝેર જે ઇસમ લઇ ગયો હશે તેની મુંબાઇમાં તુરત પૂઠ પકડી, ખૂનીને પકડી લઇશ. કહો! ખરૂં કે નહિ?" મી. અકબરખાને પણ આ હકીકતને ટેકો આપી, ધાર્યા પ્રમાણે થશે એવી સલાહ શુદ્ધાં આપી. એટલે મી. બીહારીલાલ તુરત પોતે અમલ કરવા તૈયાર થયા અને પોતાનો ડ્રેશ એક આબરૂદાર વેપારીને શોભે તેવો–માથે પાઘડી, અંગરખું, ખેશ, તથા ચાંદીના મુટ્ટાની લાકડી, વળી પગમાં દક્ષણીબુટ, આંખે ચસ્માં વિગેરે ધારણ કરી લીધાં. હવે 'ઇબ્રાહીમ એન્ડ સન્સ' ની દુકાનનો પત્તો મેળવવા બહાર નીકળી પડયા. તપાસ કરતાં આખરે માલુમ પડયું કેઃ એ પ્રખ્યાત દુકાન "ગીરગામ રોડ ઉપર કાંદાવાડીમાં આવેલી છે. એટલે તુરત ભાડાની વિકટોરીયા કરીને બરોબર દશ વાગે તે દુકાને પહોચ્યા. એકદમ દુકાનમાં જઇને તેઓએ બુમ મારી કે, "ઇબ્રાહીમભાઈ છે કે નહિ?" આ બુમથી દુકાનમાંથી એક જાડો માણસ ઉ–વ–૪૫ ના આશરે હશે, તેણે બહાર આવી જવાબ આપ્યો

કેઃ "હું પોતેજ નામે ઇબ્રાહીમ છું. આવો બેસો." એટલે. મી. બીહારીલાલ ગાદી તકીયે બેઠા. પછી વાતચીત વેપારી વર્ગના માણસને લગતી કરી કંઇ માલ ખરીદવા આવ્યા હોય તેવો ડોળ તેઓ કરવા લાગ્યા. વાત કરતાં કરતાં તેમની નજર દુકાનમાં ફરતી હતી. દરેક વસ્તુનું ઝીણવટથી અવલોકન કરતા હતા. પરંતુ પોતાને જેણી જરૂર હતી તેવી વસ્તુનો સામાન દુકાનમાં જણાયો નહિ. ત્યાં તો ચોખાની, બાજરીની, ઘઉંની, દાળની, વિગેરે ગુંણ્યો ઉપરા ઉપરી હાર બંધી શીકેલી જણાતી હતી. વળી દુકાનની વચ્ચો વચ્ચ એક 'કંપેન' લટકાવેલી છે. આ સિવાય બીજું કાંઇ જણાતું નહતું. આખરે અધીરા થઇ ઈબ્રાહીમને પૂછ્યુંઃ "શેઠ સાહેબ ! આપ દવાઓ તથા કાંઈ ઝેરી પદાર્થો વેચવાનો ધંધો કરો છો કે નહિ !" ઇબ્રાહીમે તે માટે સાફ ના પાડી ને કહ્યું કેઃ "સાહેબજી! અમે તો નેસ્તીની દુકાન કરીએ છીએ. તે સિવાય બીજો ધંધો જ કરતા નથી." આવો સ્પષ્ટ જવાબ મળતાં મી. બીહારીલાલ આશ્ચર્યમાં પડ્યા. વળી કંઇક વિચાર થઇ આવ્યાથી પુછ્યું કેઃ "તમારી દુકાનના જુના કાગળો રદ્દી ચોપડાના વેચાતા આપવાના હોયતો અમોને આપશો ! શા ભાવે વેચોછો ' આ સવાલના જવાબમાં 'નકાર' મળવાથી મી. બીહારીલાલ નિરાશ થયા. છેવટે 'સાહેબજી' કહી ઉભા થઇ સલામ કરી ચાલવા તૈયાર થયા. ઇબ્રાહીમે પણ તેવો જ સામો વિવેક બતાવી પોતાના કામમાં ગુંથાયો. આ તરફ મી. બીહારીલાલ રસ્તા ઉપર ભાડે વિકટોરીયા કરી લેવા તપાસ માટે ઉભા હતા. એટલામાં સામેથી એક મોટર ઝપાટામાં ચાલી આવતી હતી. તેમાં બેસનાર યુરોપીઅન ડ્રેશમાં હોઇ, આંખે ચસ્માં પહેરેલાં હતાં. તેણે નજીક આવતાં "મી. બીહારીલાલભાઇ સલામ." કહી ચાલતી મોટરે હાંક મારી. મી. બીહારીલાલને નવાઇ લાગી કેઃ પોતાને એ ડ્રેશમાં ઓળખી કાઢયો ! વળી એનો અવાજ પહાડી લાગે છે ! તેમજ હું એને ઓળખતો નથી એ કોણ હશે! આવી શંકાઓ કરતાં નજીકમાં ભાડાની વિકટોરીયા મળી આવવાથી તેમાં બેસી ગાડી વાળાને પોતાની ઑફીસ

ભણી હંકારવા સૂચવ્યું. તે પ્રમાણે ગાડીવાળાએ ગાડી હાંકવા માંડી. ગાડીમાં બેઠાં બેઠાં પણ શંકાઓ કરવા લાગ્યા. શું એ ખૂની તો નહિ હોય! મને અહીં આવેલો જાણી મારી પૂઠ પકડી તપાસ કરવા સારૂ તો નહિ આવ્યો હોય! જ્યાં શંકાઓનું સ્થાન હોય ત્યાં નિશ્ચયપણું હોઇ શકે જ નહિ. એ પ્રમાણે મી. બીહારીલાલની ગાડીમાં બેઠાં બેઠાં સ્થિતિ થઇ છે. ગાડી ચાલે છે તેવામાં રસ્તા ઉપર એક દવાખાનું જોવાથી ત્યાંજ ગાડી થોભાવી તેઓ નીચે ઉતરી પડયા. દવાખાનામાં જઇ તપાસ કર્યો તો ડોકટર સાહેબ જમવા માટે રસોડામાં ગયા છે એમ જણાવ્યું. જેથી એક ખુરશી ઉપર બેઠા. ત્યાં દવાખાનાના નોકરે આવી પૂછ્યું કે " આપનું આગમન કેમ થયું વારૂ! ડોકટર સાહેબ જમવા બેઠા છે." મી. બીહારીલાલે કહ્યું: કે: " હું જાણું છું. ઠીક, આ વીઝીટીંગ કાર્ડ તારા સાહેબને બનાવ! " ડોકટર સાહેબ જમી રહ્યા પછી પાન સોપારી ખાતા હતા તે અરસામાં નોકરે આ વીઝીટીંગ કાર્ડ તેઓને બતાવ્યું. તેમાં લખેલું હતું કે: " મી. બીહારીલાલ ગોવિંદલાલ ડિટેક્ટીવ–ગાંટરોડ–મુંબાઇ. ,, આ કાર્ડ વાંચતા બરોબર ડોકટર સાહેબ ઝપાટા બંધ તૈયાર પાન બનાવેલું લઇ બહાર આવ્યા. અને મી. બીહારીલાલને પાન આપી પોતાનો વિવેક બતાવ્યો, તથા મી. બીહારીલાલના સામા ખુરશી ઉપર બેઠા. મી. બીહારીલાલને આવવાનું કારણ પૂછતાં તેઓએ પોતાના ખિસ્સામાંથી એક પડીકું વાળેલો કાગળ બહાર કાઢી ડોકટર સાહેબના હાથમાં આપી પૂછ્યું કે: " આ ચોંટેલો ધોળો પદાર્થ શું છે? તે તપાસ કરી જણાવવા મહેરબાની કરશો! ડોકટરે ચશ્માં કપાળ ઉપરથી આંખ ઉપર લાવી, એકીટશે તે પદાર્થ સામું જોઇ રહ્યા. કેટલીક વારે ઘણી અજાયબીમાં કહેવા લાગ્યા. " મી. બીહારીલાલ! આ પદાર્થ ઘણો ઝેરી છે. તે માણસના શરીરમાં જાયતો પાંચજ મીનીટમાં તેની અસર થઇ મૃત્યુને શરણ કરે તેવું છે. તમને આ શી રીતે મળ્યો! કારણકે ઇંગ્લીશ દવાઓની ખાસ જનરલ દુકાન હોય ત્યાંજ, અને વળી પરવાનાવાળાજ

ફક્ત તે વેચી શકે છે. એવી સ્થિતિમાં જરાક આ સોયની અણીપૂર તમને ફોગટ આપ્યો છે કે શું ? તે સમજાતું નથી. આ ઝેરી પદાર્થને ઇંગ્રેજીમાં ( shekal ) ' શેકલ ' કહે છે. " મી. બીહારીલાલને જાણવાનું હતું તે જાણી ગયા; એટલે સાધારણ વાત ચીત કરી રજા લીધી. પછી ગાડીમાં બેસી પોતાની ઑફીસે આવી પહોચ્યા. ઑફીસમાં જઇ તર્ક વિતર્ક કરવા લાગ્યા. પેલી મોટરમાં જરૂર ખૂની જ હોવો જોઇએ. હશે ! પરંતુ બચ્ચા સમજજે કે હવે થોડા વખતમાં જ તારી ખબર લઇશ. આવા આનંદપ્રદ વિચારો કરતાં જમવાનું યાદ આવવાથી તે જમી લીધું. વળી ત્યાંથી ઑફીસમાં આવ્યા. આવતાં જ મી. અકબરખાને પૂછ્યું કે: " કેમ સાહેબ ! ક્યાંઇ પત્તો લાગ્યો ? તેમણે જવાબમાં કહ્યું: કે " મી. અકબરખાન ! ખરેખર ખૂની કોઈ જબરો છે ! એક વખત મારા હાથમાં સપડાતો છટકી ગયો. કારણ કે ઇબ્રાહીમની દુકાન ઉપરથી જે ધારણા બાંધી હતી તે નિષ્ફળ થઇ છે. પરંતુ આ પદાર્થ જે કાગળ ઉપર ચોંટેલો છે, તે ઘણોજ ઝેરી પદાર્થ–તેનું નામ (Shokal) ' શેકલ ' છે. આટલી વાત તો ચોક્કસ થઇ છે. વળી એ ઝેર ઇંગ્રેજી દવાઓ વેચનારને ત્યાં પરવાનો હોય તેજ વેચી શકે છે. તમે હવે આ કબાટમાંથી ઝેરી પદાર્થ વેચનારની નોંધ લાવો તેમાં કયા કયા ઇસ- અને પરવાના આપેલા છે તે તપાસ કરીએ." મી. અકબરખાન એક આંખે કાણા હતા એટલે નજર ઠીક ચલાવતા ! તે ઝડપ દઈ ઉઠયા અને કબાટમાંથી પત્રક કાઢી લાવી આપ્યું. એ રેકર્ડ ઉપરથી મી૦ બીહારીલાલે કેસની નોંધ પોથી પરવાના વાળાનાં નામ તથા ઠેકાણું ઉતારી લીધું. ત્યાર બાદ મી. અકબરખાનને કેટલીક સુચના કરી પોતાના હોદ્દાનો ડ્રેશ પહેરી લીધો. કારણ કે પરાવાનાવાળા માગેલી હકીકત ચોક્કસ આપવામાં ગફલત કરે નહિ. ડ્રેશ પહેરી નીચે ઉતરી પોતાના પટાવાળાને ભાડાની મોટર કરી લાવવા કહ્યું. નોકરે મોટર લાવી ખડી કરી દીધી. તેમાં મી૦ બીહારીલાલ બેસીને નોંધ પોથીમાંથી નામ તથા ઠેકાણું જોઇ વારા ફરતી પરવાનાવાળાની દુકાને જઇ તપાસ



"સાહેબ ! મારા ગુમાસ્તાના અક્ષર એવા એટલે તેમાં હું શું કરૂં !"

(જુઓ પૃ. ૩૧)

Minerva Printers, Ahmedabad

કરવા લાગ્યા. પરંતુ બે માસ સુધીમાં કોઇ પરવાનાદારે ઝેરનું વેચાણ કર્યાનું નીકળ્યું નહિ. આખરે ચર્ની રોડ ઉપર એક બોર્ડ વાંચતાં જ તે દુકાનના માલીક પાસે અંદર ગયા. અને એકાંતમાં લઇ જઇ પૂછવા માંડયું કે: "તમારા બોર્ડમાં જે 'શેકલ' નામનું ઝેર લખેલું છે, તે બદલ ચોક્સ વેચાણ થયાની નામનીશી વાર નોંધ બતાવો.? તથા તમારો પરવાનો બતાવો.? હું છૂપી પોલીસનો માણસ બીહારીલાલ છું. જેથી જલદી કરો?" દુકાનનો માલીક એકદમ ગભરાઇ ગયો અને તુરત પોતાનો પરવાનો કાઢી લાવી બતાવ્યો. તથા જે જે ઝેરી પદાર્થ જે જે ઇસમને વેચાણ આપેલો તેની નોંધ મી. બીહારીલાલ પાસે રજુ કરી. એટલે મી. બીહારીલાલે ઉમંગમાં ને ઉમંગમાં નોંધ પત્રકનાં પાનાં સપાટાબંધ ઉથલાવવા લાગ્યા. તેમાં વિશેષ રીતે 'શેકલ' ઝેર કયા ઇસમને આપેલું છે તે જોતા હતા. છેવટે જોતાં જોતાં કેટલાયે દિવસ ઉપર એકજ ઇસમ તેજ ઝેર લઇ ગયેલો એમ જણાયું. પરંતુ કયાંનો રહીશ તે બદલ પત્તો, કે ઠેકાણું લખેલું નહતું. લખેલું નામ પણ વિચિત્ર અક્ષરોથી લખાયલું, જેથી બરોબર વાંચી શકાય નહિ. તોપણ તેવા મરોડથી અક્ષરોની નકલ કરી લઈ પોતાની પાસે રાખી. પછી દુકાનના માલીકને કહ્યું કે: "નામ સારા અક્ષરે લખ્યું નથી તેમ લેનારનું ઠેકાણું બીલકુલ લખ્યું નથી. માટે તમો કાયદા પ્રમાણે ( વિષ વિક્રય નિબંધ પ્રા. ) ગુન્હેગાર છો. તે બદલ તમારો ખુલાસો હોય તે જણાવી દો!" દુકાનદાર તો ગભરાઇ નીચો નમી કહેવા લાગ્યો: "સાહેબ! મારા ગુમાસ્તાના અક્ષર એવા એટલે તેમાં હું શું કરૂં! ભાઇ સાહેબ, મને આ વખત માફ કરો. હવેથી હું બરાબર નિયમસર સ્વચ્છ નોંધ રાખીશ." મી. બીહારીલાલે તેમના ગુમાસ્તાને બોલાવ્યો. પોતે જાતનો વહોરો હતો. તેણે આવતા બરાબર મી. બીહારીલાલને સલામ કરી ઉભો રહ્યો. એટલે મી. બીહારીલાલે દમામથી પૂછ્યું: "કેમ રે! ગુમાસ્તા? આ નોંધ ત્હેં કરેલી છે? તેમાં બરાબર અક્ષરો તથા ઠેકાણું કેમ

લખ્યું નથી. ? ગુમાસ્તો આ પ્રશ્નથી થરથર ધ્રુજવા લાગ્યો. કારણ કે પોલીસ અમલદારનો ડ્રેસ જોયો ત્યારથીજ તેના હાજા ગગડી ગયા હતા. તેમાં વળી તેની કસુર સંબંધી પ્રશ્ન પૂછયો એટલે તેમ થવામાં શું અડચણ આવે. હવે આ પ્રશ્નનો જવાબ ગુમાસ્તો ધ્રુજતો ધ્રુજતો તેની માતૃ ભાષામાં આપવા લાગ્યો કેઃ " હેં......સા...બ...બ... હુ...ભ...ણો...ન...થી...મારા... અક્ષર...એવા... છે...ટેથી...એમ લખુ...હશે...અને...એ...અક્ષર ...મને...બી... ઉ...ક...લ....ટા... નથી. " મી બીહારીલાલ આ જવાબ ઉપરથી સમજી ગયા કે હવે પૂછવું જરૂરનું નથી. બિચારો એ પણ નિર્દોષ છે. પરંતુ ઝેર લેનાર માણસ ખરેખર બહાદુર છે કે ગુમાસ્તો એકલોજ દુકાને હતો, તે વખતે જ તે લેવા આવેલો છે. મારા ધારવા પ્રમાણે બીજો કોઇ નહિ, પણ ખૂનીનું જ આ કામ છે.

ત્યાંથી પોતાની ઑફીસ તરફ જવા ઉઠયા અને દુકાનદારને ચેતવણી આપી દીધી કે ફરીથી આવી ચૂક થાય નહિ. પછી તેઓ ભાડે આણેલી મોટરમાં બેસી ઑફીસ તરફ ચાલ્યા ગયા. જ્યારે ઓફીસમાં આવ્યા ત્યારે મી. અકબરખાન પેલું જુનું વ્યસન યાદ આવવાથી તેની લહેજતમાં તકીયે આડા પડેલા હતા. તેથી ઓફીસમાં કોણ આવ્યું ! તેનું ભાન જરા ઓછું હતું. મી. બીહારીલાલે હાંક મારી ત્યારે જ તેઓની સુસ્તી ઉડી અને બેઠા થયા. સહજ આંખો લાલાશ ઉપર હતી એટલે આપણા બાહોશ ડિટેકટીવને તે સમજતાં વાર લાગી નહિ. આ દુરાચરણ માટે મી. બીહારીલાલે મી. અકબરખાનને ઠપકો આપ્યો તથા કહ્યું કેઃ " મારી પાસે રહી આવું કરવું વ્યાજબી નથી. તમને ઘણી વખત કહ્યા છતાં હજુ તે છોડતા નથી માટે શાસન કરવું પડશે ?" મી. અકબરખાનને આ શબ્દોએ સચોટ અસર કરી અને પ્રતિજ્ઞા લીધી કેઃ " હવેથી આ વ્યસન ત્યાગ કરીશ. " એટલે મી. બીહારીલાલે તપાસ કરેલી સર્વ હકીકત તેઓને કહી બતાવી. તથા અક્ષરનો ઉતારો કરી આણેલો તે પણ બતાવ્યો. આ સઘળું જાણી મી. અકબરખાન સજ્જડ આશ્ચર્યચકીત થઇ

ગયા. વળી મી. બીહારીલાલને શાબાશી આપતાં કહેવા લાગ્યા કે: " વાહ સાહેબ ! આપે તો ખૂબ અક્કલ ચલાવી છે ! અને ઘણી મુદ્દાની બાબત મેળવી લાવ્યા છો !

મી૦ બીહારીલાલ કંઇ પ્રશંસાના ભૂખ્યા ન હતા; પરંતુ કર્તવ્ય કરી બતાવવાને માટે ઉત્સુક હતા. એટલે આ પ્રશંસા તરફ કંઇ લક્ષ્ય આપ્યું નહિ. તે તો અત્યાર સુધીમાં મળેલી તપાસનો જ વિચાર કરવામાં ગુલતાન બન્યા છે. છેવટે તેમાં નિરાશા જણાવાથી નીચેના ઉદ્ગાર કાઢ્યા. 'ફક્ત જે કર્યું છે તે " શંકાનું સમાધાન " કર્યા જેવું છે. સિવાય બીજું કંઇજ નથી.'



## પ્રકરણ ૬ હું

---

### સરદારખાં સાથે મુલાકાત.

આ પહેલાં આપણા મી. બીહારીલાલભાઇ, ઘણા કેસોમાં સફળતા મેળવી જાહોજલાલીમા આવેલા. પણ આ કેસમાં તો હતાશ થવા લાગ્યા. વળી ' શેકલ ' ઝેરની ધમાલમાં પડી તે ઉપરથી ખૂનીને ઝટ શોધી કાઢવા પ્રયત્ન કરેલો તે પણ નિષ્ફળ ગયો. જેથી તે દિવસે સાંજે નિદ્રાધીન થતી વખતે આ કેસના જ વિચારો આવ્યા કરતા. હવે આગળ શું તજવીજ કરવી જોઇએ! કયા ઉપાયો યોજવા! આજ આખી રાત્રિનો મી. બીહારીલાલને વિષય થઇ પડયો, જેથી ઉંઘ આવી નહિ. છેવટે સવારના ૪ ચાર વાગ્યા, ત્યારેજ નિદ્રા દેવીએ પ્રસન્ન થઇને, પોતાની સોડમાં તેઓને લીધા. પરિણામે તેઓ લગભગ નવના સુમારે સવારે પથારી તજી બેઠા થયા. બાદ દાતણ પાણી કરીને, ચા, લીધી. અને બરાબર ૧૦ દશ વાગે પોતાની ઑફીસમાં ગયા. એ પહેલાં મી૦ અકબરખાં,પોતાનો ટાઇમ થવાથી અગાઉથી ઑફીસમાં આવી ન્યુસ પેપર ધ્યાન પૂર્વક વાંચી રહ્યા હતા. ત્યાં મી. બીહારીલાલ આવ્યા તે પણ તે વિસરી ગયા. જ્યારે મી. બીહારીલાલ પોતાની

ખુરશી ઉપર બેઠા, ત્યારેજ જાણવામાં આવ્યું, અને સલામ કરી. મી. બીહારીલાલે સલામ વિનય પૂર્વક ઝીલી, બાદ કેસના તરંગોમાં ઉડવા લાગ્યા. તેઓને સાહસિક બુદ્ધિના કારણે ટેવ જ હતી કે જે કેસ હાથમાં લીધો તેનો ગમે તે પ્રયાસ વડે આખરનો અંત લાવવો જોઇએ. જ્યારે તરંગોમાં કંઈ સુઝ્યું નહિ, એટલે આ કામે મી. અકબરખાંની હવે સલાહ લીધી હોય તો ઠીક! એવો વિચાર થવાથી તેમના સામું જોઇ પૂછ્યું કે: " મી. અકબરખાં ' કહો, આ કેસમાં તમારી શું સલાહ છે? કંઇ તપાસ કરવાનો રસ્તો બતાવો છો? મારૂં મગજ ઘણુંજ ગુંચવાડામાં પડેલું છે; જેથી કાંઈ કામ કરતું નથી." આ પ્રશ્નથી મી. અકબરખાંએ કપાળ ઉપરથી આંખ ઉપર ચસ્માં આણ્યાં. તેઓ હમેશાં પોતાની આંખ ઉપર ચસ્માં રાખતા હતા. કારણ કે જમણી આંખની આબરૂ સાચવવી તેના હાથમાં હતું! એટલે ચસ્માં અધિક પ્રિય થઇ પડેલાં. જ્યારે આંખને તેની જરૂર ન હોય ત્યારે કપાળ ઉપર ચઢાવે! અને વળી આંખને શોખ થઇ આવે ત્યારે નીચે ઉતારે! આ ઘટમાળથી ચસ્માને પણ દુઃખ થતું! પરંતુ પરતંત્રતાને વશ થયા વગર છૂટકોજ નહતો. એટલે બિચારાં ચસ્મા તે સહન કરતાં હતાં.! મી. અકબરખાંએ ચસ્માં આંખ ઉપર આણ્યા પછી ગંભીર ચહેરે જવાબ આપવા લાગ્યા કે: "સાહેબ! કેસ તો ઘણો ભયંકર છે, અને ખૂની પણ તેવોજ જણાય છે! જુઓ મારી સલાહ લેતા હોય તો એક વખત આપણે મહેરૂન્નિસાના ધણી સરદારખાંની મુલાકાત લઇએ! તેમાં કંઇ હકીકત મળે તો આગળ તજવીજ થઈ શકે! તે સિવાય હાલ બીજું સાધન નથી." મી. બીહારીલાલને પણ આ જવાબ વ્યાજબી લાગ્યો; અને મી. અકબરખાંને ' મૅની-મૅની, થૅંક્સ ' કહેવા લાગ્યા. હવે જમવાનો ટાઇમ થવાથી એકદમ ઓફીસમાંથી બેઉ જણ ઉઠ્યા અને પોત પોતાના મકાને જઇ જમી લીધું, પાછા બેઉ જણ, થોડાજ ટાઇમમાં ઑફીસમાં આવી બહાર જવાની તૈયારી કરી રહ્યા. સૌએ પોત પોતાનો ડ્રેશ પહેરી લીધો. અને નીચે ઉતરી ભાડાની વિકટોરીયામાં

બેસી મા. સરદારખાંની મુલાકાત લેવા ઉપડી ગયા. આ વખતે એક વાગવાના સુમાર થયો હશે. જ્યાં ચનરિોડ ઉપર મી. સરદારખાંનું મકાન આવ્યું કે તુરત વિક્ટોરીયા ઉભી રહી. તેઓએ તેમાંથી ઉતરી મી. સરદારખાંનો તપાસ કર્યો તો, તેઓની તબીયત સહજ નરમ હોવાથી નોકરી ઉપર ગયેલ નથી અને ઘેરજ છે એમ જણાયું. એટલે મી. બીહારીલાલ તથા મી. અકબરખાંએ યોગ્ય રીતે વરધી આપી. મી. સરદારખાંને વરધી મળ્યા ઉપરથી તેઓ બન્ને જણને ઉપર આવવા વિનંતી કરી. તે પ્રમાણે બન્ને જણ મી. સરદારખાંના મકાનમાં જઇ તેમની સામે બેઠક લીધી. ત્યાર પછી મી. બીહારીલાલ, સરદારખાંને એકાંતમાં (રસોડામાં) લઇ ગયા. પછી તે બન્ને વચ્ચે નીચે પ્રમાણે વાતચીત ચાલી. વળી આ તરફ મી. અકબરખાં આખા મકાનનુ ઝીણી નજરે નિરીક્ષણ કરવાના કામે રોકાયા.

મી. બીહારી—“ તમે મૂળ ક્યાંના રહીશ છો ? ”

મી. સરદાર—“ દાહોદ. જીલ્લે પંચમહાલ. ”

મી. બીહારી—“ અહીંઆં આવવાનું પ્રયોજન શું ? ”

મી. સરદાર—“ કોઇ ધંધા નિમીત્ત આવ્યો છું. ”

મી. બીહારી—“ કયો ધંધો પસંદ કર્યો ? ”.

મી. સરદાર—“ જી, એની સમજ ન પડી ! ”

મી. બીહારી—“ ઠીક ! ખુલ્લા શબ્દોમા કહું છું કે, આ નોકરી શા કારણે કરવી પડી ? ”

મી. સરદાર—“ કોઇ બીજા ધંધામાં મગજ નહિ ચાલવાથી તથા પૈસાની ખામી. તે માટે આ ના ઇલાજે સ્વીકારી છે. ”

મી. બીહારી—“ હાલ શું પગાર મળે છે ? ”

મી. સરદાર—“ જી, એંશી મળે છે. ”

મી. બીહારી—“ તમારા કુટુંબમાં તમારા સિવાય બીજું કોઇ સગું છે ? ”

મી. સરદાર—" જી ના. હું એકલો કમભાગી જીવું છું. બીજું કોઇ નજીકનું સગું નથી."

મી. બીહારી—" તમારી સ્થાવર તથા જંગમ મિલ્કત કેટલી છે?"

મી. સરદાર—" સ્થાવરમાં ફક્ત એક મકાન. અને જંગમ હતી તે મારા વિદ્યાભ્યાસમાં ખર્ચાઇ ગઇ. જેથી જંગમમાં તો ફક્ત હુંજ છું"

આ છેવટના શબ્દો સાંભળતાં જ મી. બીહારીલાલને જરા હસવું આવ્યું. વળી એટલામાં મી. અકબરખાં એક કાગળોનું બંડલ લઇને આવ્યા તથા ખુશ થતા કહેવા લાગ્યા કે: " જુઓ સાહેબ! આ કાગળ ઘણો મહત્વનો અને આપણને ઉપયોગી થઇ પડે તેમ છે." એમ કહી એક કાગળ મી. બીહારીલાલના હાથમાં મૂક્યો. તે કાગળ મી. બીહારીલાલે વાંચવા માંડ્યો. તેમાંનો મજકૂર નીચે પ્રમાણે હતો.

" મહેરૂન્નિસા........... મુંબાઇ.

તા.

સ્થળ.

" હવે તું બીલકુલ મળતી નથી! તેનું કારણ કંઈ પણ સમજાતું નથી! જ્યારે તને ગરજ હતી ત્યારે તું મારાથી બીલકુલ દૂર ખસતી ન હતી? હવે તેમાંનું કંઇજ નથી! તથા પત્રનું દર્શન પણ થવું મુશ્કેલ છે! હશે! તને સુખી જોઉં છું જેથી આનંદ છે."

તા. ક. હવે મળે તો ઠીક!

એજ લી.
" ત્હારો હિતેચ્છુ."

ઉપર પ્રમાણેનો પત્ર વાંચી રહ્યા પછી મી. અકબરખાં કુદયા કે: " દેખો સાબ! ખૂની કૈસા બદમાસ હય! પહીલા કાગદ લીખા હોયેગા. ફીર મહેરૂન્નિસા નહિ મીલી, સબબ સાલેને ખૂન કીયા હય!" મી. બીહારીલાલ તો આભાજ બની ગયા હતા કે પત્રમાં સ્થળ, તારીખ, વિગેરે લખનારનું નામ પણ નથી જેથી કોણે લખેલો? ને શા ઉદ્દેશથી! લખ્યો હશે તે સમજાતું નથી. એ કાગળ બે ત્રણ વખત વાંચ્યો પરંતુ આખરે કંટાળ્યા. નામ તથા ઠેકાણું ન મળતાં તેના વિચારમાં હોવાથી

મી. અકબરખાંનું કથન સાંભળ્યું નહિ. જ્યારે ત્રણેક વખત મી. અકબરખાં બોલ્યા કર્યા ત્યારેજ ઓચીંતા 'શું છે?' એમ જરા ક્રોધાવેશમાં કહ્યું. તે સાંભળીને મી. અકબરખાં બોલતા બંધ થઇ ગયા. મી. બીહારીલાલે મી. અકબરખાંની અક્કલને હસી કાઢી કહ્યું કેઃ "મીયાં સાહેબ, એકદમ અક્કલનો ઉપયોગ કરી દો છો તે બરાબર નહિ! એના વિષે જે તે તજવીજ કરીશું. હાલ તો જેના માટે આવ્યા છીએ તે સંબંધી કામ પુરૂં થવા દો." એટલું બોલી તુરત પેલો કાગળ મી. બીહારીલાલે કોટના ખિસ્સામાં મૂકી દીધો. પછી મી. સરદારખાંને પ્રશ્ન પૂછી ખુલાસો લેવાનો શરૂ કર્યો. વળી તે પ્રમાણે ખુલાસો પણ મી. સરદારખાંએ આપવા માંડયો.

મી. બીહારી—"આપનું લગ્ન થયે કેટલી મુદત થઇ છે?"

મી. સરદાર—"જી, આશરે ત્રણ વર્ષ થયાં હશે."

મી. બીહારી—"લગ્ન કયા ગામે અને કોને ત્યાં થયેલાં?"

મી, સરદાર—"સુરતમાં સરદાર જાફરઅલીને ત્યાં."

મી. બીહારી—"લગ્ન વખતે કેટલું માણસ ભેગું થયેલું?"

મી. સરદાર—"સાહેબ, એતો સાવ કઢંગો પ્રશ્ન કહેવાય. એ તે વળી ગણાય છે! લગભગ અઢીસો માણસ હશે."

મી. બીહારી—"ઠીક! ત્હમારૂં લગ્ન થયું તેમાં સરદાર જાફરઅલીની કેવા પ્રકારની સંમત્તિ હતી?"

મી. સરદાર—"એઓ ઘણા સમજુ અને નીતિવાન માણસ હોવાથી પૈસા લેવા ઉપર ધ્યાન રાખેલું નહિ. પણ કોઇ સર્વ ગુણસંપન્ન મનુષ્યની અપેક્ષા રાખેલી તે પ્રમાણે હું લાયક જણાયાથી તેઓએ મારી સાથે તેનું લગ્ન ઘણી ખુશીથી કરેલાં છે."

મી. બીહારી—"મહેરૂન્નિસાની તમારા પ્રત્યે લગ્ન વખતે તથા ત્યાર પછી તે મરતા સુધી કેવી ભાવના હતી?"

મી. સરદાર—"હું કુરાનના સોગન ખાઇ કહું છું કેઃ એ સ્ત્રી મ્હને પૂરેપૂરી રીતે ચાહતી હતી. અને લગ્નમાં પણ તેની સંમત્તિ હતી."

મી. બીહારીલાલ—" મહેરૂન્નિસા સાથે લગ્ન કરવા માટે તમારા પહેલાં કોઇ બીજો ઉમેદવાર હતો કે ? હોય તો કોણ ? તે તમારા જાણવામાં છે. ?"

મી. સરદાર—" જી...ના. તેની મને ખબર નથી. પરંતુ મહેરૂન્નિસાના કોઈ કોઇ વખત બોલવાના શબ્દો ઉપરથી એમ જણાતું હતું કે તેને કોઇ ચાહતો હોવો જોઇએ. તેના થોડાક શબ્દો યાદ છે જેવા કેઃ " સ્ત્રી કરતાં પુરૂષો નિર્લજ્જ હોય છે. જે વસ્તુ પોતાને મળવા માટે અસંભવીત બની છે. છતાં તેનો પ્રયાસ કર્યા કરે છે. તે મુર્ખાઇ સિવાય બીજું કંઇ નહિ. " ફક્ત આટલા વાક્ય ઉપરથી મેં અનુમાન બાંધેલું હતુ. "

મી. બીહારી—" તો તમે તે બદલ મહેરૂન્નિસા પાસેથી એનો ખુલાસો મેળવવા પ્રયત્ન કરેલો ખરો કે ?"

મી. સરદાર—" એવા સાધારણ અનુમાન ઉપરથી વાત કાઢતાં, વખતે મહેરૂન્નિસાને હું 'પોતે દુષિત માનું છું.' એવું અનુમાન તે કદાચ કરે અને તેથી દુઃખી થાય માટે એ સંબંધી બિલકુલ વાત કાઢતો જ નહિ. વળી તે સંબંધી મારી પાસે ચોક્કસ પૂરાવો પણ નહિ હતો. "

મી. બીહારીલાલ–" ઠીક ! ત્યારે ખૂન થયું તે દિવસે તમે મહેરૂન્નિસાને છેલ્લામાં છેલ્લી કયા ટાઇમે જોયેલી ? "

મી. સરદાર–" વાહ સાહેબ ! તે દિવસ તો મને આજે યાદ આવે છે તો હૃદયાગ્નિ બળે છે. જેથી પૂરેપૂરી હકીકત તે દિવસની યાદ છે. છેક સાંજે સંધ્યાકાળે ફરવા જવાની મ્હેં તૈયારી કરી ત્યારે રાત્રે વાળુ શું કરવું તેની સૂચના પણ આપેલી હતી. બાદ હું ફરવા ગયો ત્યાં જરા વધુ ટાઇમ લાગ્યો તેથી રાત્રે સાડાઆઠ વાગે આવ્યો. ઘેર આવ્યા પછી મને ખૂન થયાનું જાહેર થયું !"

મી. બીહારી—" તમે સૂચના કરી ત્યારે કોઇ હાજર હતું ?"

મી. સરદાર.—" ના સાહેબ ! ફક્ત અમે બેજ હતાં. "

આટલી વાતચીત થયા પછી મી. બીહારીલાલ કહેવા લાગ્યા કેઃ "જુઓ મી. સરદારખાં ! તમે જ્યારે સૂચના કરીને બહાર ગયાં ત્યારે ખૂની આટલામાં જ હાજર હોવો જોઈએ ! અગર તમે બહાર ગયાની ખબર મેળવવા, બહાર ભટકતો હોવો જોઇએ ! એ બેમાંથી એક વાત ચોક્કસ છે. વળી ખૂન કર્યા પછી શું બને છે તે જોવા અગર સાંભળવા તે વખતે નજીકમાં તે છૂપાતો ફરતો હોવો જોઇએ ! હવે ખૂન કોણે કર્યું છે તેનું મ્હેં અનુમાન કર્યું છે. જે મહેરૂન્નિસાનો ઉમેદવાર અને તમારો પ્રતિપક્ષી હતો તેણે જ આ કૃત્ય કરેલું છે એ નિઃસંશય છે. આ કામમાં તમો અમોને પૂરતી મદદ કરશો તો આખરે વિજય છે જ અને ખૂની પકડાશે." મી. સરદારખાંએ ઘણી ખુશીથી મદદ કરવા કબુલ કર્યું. પછી પેલા કાગળની મી. બીહારીલાલને યાદ આવવવાથી તે બહાર કાઢ્યો. કારણ કે અંદર સ્નેહયુક્ત શબ્દો લખેલા હતા. જેથી પ્રેમી–સ્નેહી–સિવાય બીજો લખે નહિ. તે કાગળના શબ્દો એટલા મુદ્દાના હતા. માટે અક્ષરની ઓળખાણ મી. સરદારખાં પાસે કરાવી હોય તો ઠીક થાય. એમ ધારી મી. સરદારખાંને પેલો કાગળ બતાવી અક્ષર ઓળખવા કહ્યું. મી. સરદારખાંએ જોઇને ઘણીવારે નિશ્ચયપૂર્વક કહી શકયા કેઃ " આ કાગળ મહેરૂન્નિસાના મામા આબાશખાં ચાંટરોડ ઉપર આવેલા મકાનમાં રહે છે, તેમના હાથનો છે. આવા અક્ષરોના કાગળ તેમના જ આવે છે " આ જવાબ મળતાં મી. બીહારીલાલ પાછા વિચારમાં પડયા. અરે ! દરેક અનુમાન ખોટું થતું જાય છે. કારણ કે મહેરૂન્નિસાનો મામો આવો સ્નેહ છતાં ભાણેજનું ખૂન કરે એ વાત તદ્દન અશક્ય છે ! તો પણ તેમની સુદ્ધાં મુલાકાત લેવી તો જોઇએ ! બાદ સરદારખાંએ કહેલી તમામ હકીકત નોંધપોથીમાં કરી લીધી. તથા આબાસખાંનું ઠેકાણું લખી લીધું. છેવટે ' સાહેબજી ' ચાલુ જમાનાને અનુસરી સલામ કરી બંન્ને બહાદુર ડિટેકટીવો બહાર નીકળ્યા. બેઉ જણ હાસ્યવિનોદ કરતા કરતા ઘોડાગાડીના ઉભા રહેવાના ઠેકે આવી વિકટોરીયા ભાડે કરી તેમાં બેઠા. વિકટોરીયા

ગ્રાંટરોડ તરફ ચાલવા લાગી. રસ્તામાં મી. અકબરખાંએ આ કેસના સંબંધી કંઇ સ્વાલ કર્યો કે તુરત મી. બીહારીલાલે, "સબૂર! અહીં રસ્તામાં વાત બિલકુલ કરતા નહિ. કારણ કદાચ ખૂની પણ આપણી પૂઠ પકડતો છૂપાતો આવતો હોય તો સાંભળી જાય!" આવું કહી અટકાવી દીધા. છેવટ વિકટોરીયા આબાસખાંના મકાન આગળ લાવી ઉભી રખાવી. અને તેમાંથી બેઉ જણ નીચે ઉતર્યા. પછી ઉભય આબાસખાંના મકાનમાં ગયા. ત્યાં તે હાજર હતા. તેઓએ સન્માનપૂર્વક બન્નેને યોગ્ય આસને બેસાડયા. સાધારણ ખાનદાન કુટુંબનું મકાન જોવાથી થોડીવાર મી. બીહારીલાલ દિગ્મૂઢ રહ્યા. અંતે પેલો કાગળ ખિસ્સામાથી બહાર કાઢયો અને મી. આબાસખાંના હાથમાં આપી પૂછવા લાગ્યા કેઃ "મી. આબાસખાં આ કાગળ તમારા હાથનો લખેલો છે?" આબાસખાંએ કાગળના અક્ષરો જોઇ કહ્યું કેઃ "હા, મ્હારા અક્ષર તથા મ્હેંજ લખેલો છે. કારણ કે મહેરૂન્નિસાને ભણવાની ગરજ હતી ત્યારે મ્હારે ત્યાં રહેલી હતી. છતાં લગ્ન થયા પછી બિલકુલ મારે ત્યાં આવીજ નથી. તે માટે મ્હેં અનેક કાગળો લખ્યા ત્યારે પણ આવી નહિ. જેથી આ કાગળ ઠપકાનો ઉતાવળમાં લખી દીધો છે. અને તારીખ, ઠેકાણું, સહી પણ પોલું છે તે ઉતાવળમાં ભરવાનું રહી ગયું છે. આવાં કાર્ડ હું છપાવી રાખું છું. તેમાં 'સ્થળ' ના શબ્દો તથા 'લી. ત્હારો હિતેચ્છુ' એ શબ્દો જે તે વખતે સ્નેહી સંબંધીમાં લખવા પડે તે કારણે છપાવેલાં છે. આવાં કાર્ડ હજુ પણ મ્હારી પાસે સ્ટોકમાં છે. હું મહેરૂન્નિસાને, બહુ ચાહતો હતો તેનું કારણ મારે ત્યાં રહેલી ત્યારે તેનો માયાળુ સ્વભાવ જોવામાં આવેલો, ને એ ઘણો વખત સહવાસમાં રહી હતી." આ પ્રમાણે ખુલાસો વગર પૂછયે આબાસખાંએ આખા કાગળ સંબંધી કહી દીધો. એટલે મી. બીહારીલાલ તો સર્જ્જડ થઇ ગયા કે આ શું! કાંઈ સમજાતું નથી. હવે કયા રસ્તે જવું! એવા આશ્ચર્યમાંજ ત્યાંથી પણ રજા લઇ બન્ને ઉઠયા. ઑફીસ નજીક હોવાથી રાતના આઠ વાગ્યાના સુમારે પહોંચ્યા. વિકટોરીયામાંથી

ઉતરી બન્ને જેવા ઑફીસની ખડકીના દરવાજે પહોંચ્યા કે એક પછી એક એમ ત્રણ સીસોટીઓનો અવાજ મી. બીહારીલાલના કાને પડયો. પરંતુ તે શહેરના શોખીન માણસો જતાં આવતાં સ્વાભાવિક કરે છે એમ ધારી તે તરફ દુર્લક્ષ્ય કર્યું. રાત્રે મી. બીહારીલાલ વાળું કર્યા પછી એકાંતમાં સુવાના રૂમમાં પથારી ઉપર પડયા પડયા આ કેસની તમામ વિગતો ઉપર ખ્યાલો કરે છે. છતાં દરેકમાં નાસીપાસ થવા લાગ્યા. છેવટ નિદ્રાધીન થતી વખતે વિદ્વાનનું સૂત્ર યાદ આવ્યું કે: "અર્થં સાધયામિ વા દેહંપાતયામિ" તે પ્રમાણે હવે આગળ પ્રયત્નના માટે કટિબદ્ધ થવા નક્કી કર્યું.



## પ્રકરણ ૭ મું



### ચોંકાવનારો પત્ર તથા ખૂનીની ભેટ

મી. બીહારીલાલ એ કેસ હાથમાં લીધા પછી નિશ્ચિંત થઇ શકયા નથી અગર કાંઇ યોગ્ય સાધનની પ્રાપ્તી પણ થઈ નથી. ધૈર્યવાન માણસો તેથી નિરાશ ન થતાં, બલ્કે ઉત્સાહમાં વધારો કરે છે. તે પ્રમાણે મી. બીહારીલાલની વર્તણુંક હતી. જે કેસ હાથમાં લીધો તેનું અંતમાં જે તે પરિણામ સત્યપૂર્વક શોધી કાઢતા. મીસ મહેરૂન્નિસાના ખૂનનો કેસ ઘણો વિચિત્ર લાગવા માંડયો. હમેશાં તેનાજ વિચારો કર્યાં કરતા. વળી કંઇ શંકા થતી તો તેનો તપાસ કરવા મંડી જતા. આ રીતની ઘટમાળ કેટલાક દિવસો સુધી ચાલી. એક દિવસ સવારના નવ વાગે ઑફીસમાંથી બહાર નીકળી કંઇક કામસર જવા તૈયારી કરતા હતા. એટલામાં તેમનો પટાવાળો ટપાલના કાગળો લઇ આવતો સામો મળ્યો. તે જોઇ મી. બીહારીલાલે પૂછ્યું કે: " કેમરે ? આટલી બધી વાર લાગી! વચ્ચે કંઇ અડચણ આવી હતી કે શું ? " પટાવાળાએ નમ્રતાથી જવાબ આપ્યો કે: " સાહેબ ! જરા પગમાં મ્હને ઠોકર લાગી તેથી ધીમે ધીમે ચાલવું પડયું હતું માટે સહજ વાર લાગી છે. " મી.

બીહારીલાલે ' ઠીક ! ' કહી પોતાની ઑફીસમાં ગયા અને આવેલા ટપાલના દરેક કાગળો વાંચવા માંડયા. કેટલાંક અનરજીષ્ટર પાકીટ હતાં તે પણ ફોડીને વાંચ્યાં. આમ એક પછી એક કાગળ વાંચીને બાજુએ મૂકવા માંડયા. અંતે એક પાકીટમાંથી કાગળ તેઓના હાથમાં આવ્યો તે કાગળના પાકીટ ઉપર શિરનામું " મી. બીહારીલાલ ગોવિંદલાલ એમને હાથોહાથ પહોંચે. મુ. ગ્રાંટરોડ મુંબાઇ " લખેલું છતાં ટપાલમાંથી પટાવાળો લઈ આવેલો એથી કંઈ આશ્ચર્ય થયું. આ વાત મહત્વની નહિ લાગવાથી અંદરનો કાગળ વાંચવા માંડયો. તે વાંચતાં વાંચતાં ઘણા ગમગીનીમાં આવેલા જણાતા. કાગળ પૂરો વાંચ્યા છતાં ફરી ફરી ત્રણ વખત વાંચ્યો. એમાં એવું તે શું હશે ! કે જેથી મી. બીહારીલાલને તે પ્રિય થઇ ત્રણ વખત વાંચવો પડયો ! ઓ વાંચક ! તું ધીરજ ધર. હું જ તને તે વંચાવું છું. તારી દષ્ટિ તેના સમીપ રાખી વાંચી જાઃ–

" છૂપા ભેદના સંશોધક ! શ્રીયુત—બીહારીલાલભાઈ, તમો ઘણા બાહોશ ડિટેકટીવ છો એ તો સર્વને માન્ય છે. અને તેથીજ મીસ મહેરૂન્નિસાના ખૂનનો કેસ તમને સોંપવામાં આવ્યો છે. પરંતુ તમને ખબર છે કે ખૂની માણસ હમેશાં પોતાના બચાવની તૈયારી કરી રાખે છે. અને અંતે ઘણા ભાગે પ્રતિપક્ષનો પ્રયત્ન નિષ્ફળ કરે છે. આ તમામ વાત બાજુ ઉપર મુકી, વખતે તમે નિપૂણતા બીજા કેસોમાં મેળવ્યાનો ફાંકો ધરાવતા હશો, છતાં આ કેસમાં તો સફળતા નહિજ મળે."

" આ ખૂન થવાનું કારણ જેને દ્વેષ તરીકે કહીએ છીએ તેવા પ્રકારનું તો નથી. પરંતુ તેના જેવું સ્વરૂપ આપી શકાય તેમ છે. મીસ મહેરૂન્નિસા મારા હૃદયનું પાત્ર બને તે માટે હું ઇંતેજાર હતો. છતાં જયારે ઉલટ પ્રકાર બન્યો એટલે જે મારા હૃદયમાં સ્નેહ હતો ત્યાં તેનું સ્વરૂપ ફેરવાઇ ભયંકર રૂપ પકડયું અને તેમાં 'ખૂન' કરવા જેટલા દરજ્જે મ્હારૂં અંતઃકરણ પહોંચી ગયું. મનુષ્યમાં એક પ્રકારનો સારો વા બુરો વિચાર ઉત્પન્ન થાય અને તેનુંજ રટણ કરે એટલે આગળ જતાં મોટું રૂપ પકડી કાર્યની સિદ્ધિ માટે તે હિંમત ધરે છે.

કહો આ દોષ કોનો ? આખરે જે અનિષ્ટ કર્મ છે તેતો નીંદનિય છે એમાં શંકા નથી. તે ન્યાયે આ અઘોર કૃત્ય પણ પ્રશંસા પાત્ર છે એમ તો નજ ગણાય ! એક વિષયમાં લુલુપ્તા વૃદ્ધિગત થતાં જ્યારે નિરાશ તેમાં થવાનો પ્રસંગ આવે છે ત્યારે પાત્ર વગરનો મનુષ્ય હશે તો, તેનો સામો ભયંકર બદલો લેવા તૈયાર થાય છે. તેવુંજ આ આપના સેવક માટે બનેલું છે ! તાત્પર્ય આખર પરિણામનો સારાસાર વિચાર મ્હેં કરેલો નહિ. હવે જે થયું તે ખરૂં ! માટે ખુલ્લી રીતે બહાર નહિ પડતાં, આંતરિક રીતે પણ જે વિપત્તિ હોય તે નિવારણ કરવી પડે, અને તેના ઉપાયો યોજવા જોઈએ એ સ્વભાવિક રીતે મારી ફરજ છે. એમ આપ પણ કબુલ કરશો ! જેથી વિનંતી તરીકે લખું છું કે આપે આ કેસ બીલકુલ ત્યજી દેવા જેવો છે. માટે તેની યોગ્ય વ્યવસ્થા કરી કેસ પરત મોકલી દઈ આ કેસની વિટંબણામાંથી ફારગ થશો. અને તેમ નહિ કરોતો અંતે નિષ્ફળ છો એમ પણ જાણજો ! આપે 'શેકલ' ઝેરનો પતો મેળવ્યો પરંતુ હું કોણછું તથા ક્યાં છું ! તે પત્તો બીલકુલ પડયો નહિ ! ત્યાંથીજ પરિણામ સમજી લેશો. મ્હારા કાગળ બદલ શંકા કરી મી. આબાસખાંને ત્યાં જઈ તપાસ કરી આવ્યા તો પણ નિષ્ફળ થયા. હું દરેક બાબતમાં આપની પૂઠ પકડું છું એ નક્કી છે. તમે બીલકુલ ફાવવાના નથી. તમારે સંકટમાં વિના કારણે આવવું પડશે એમ ભાર મુકીને હું લખું છું. મારો પત્તો બીલકુલ પડશે નહિ. છતાં જો ખાસ મળવાની ઈચ્છા હોય તો કોઈ વખત 'વાલકેશ્વર' બાજી ભેગા થઈશું. સાથે સાથે તમારી ખબર પણ લઈશ ! હવે તો આટલું લખી બંધ કરૂં છું. યોગ્ય લાગે તે પ્રમાણે કરજો. "

"લી. તમારો માનો તો ઠીક ! નહિ તો"

'પ્રતિપક્ષી' ની સલામ.

આ પત્ર મી. બાહારીલાલ કેમ ના વાંચે ! જે વિષયમા પોતાનું રાત્ર દિવસ રટણ છે અને તે સંબંધી ખુનીનો જ કાગળ એટલે બાકી શું રહ્યું ! ખૂબ મનન કરીને વાંચવા માંડયો. તેમ તેમ મનમાં હસવું આવતું.

કારણ કે એક વખત વિનંતી ! તો બીજી વખત ધમકી ! વળી તમામ હકીકત તપાસની માલુમ પડે છે અને તે જાણે છે એવું પણ કાગળમાં દર્શાવેલું છે. મી. બીહારીલાલ વિચારમાં ને વિચારમાં કાગળ લઇ ઉભા થયા અને રૂમમાં આમ તેમ ટહેલવા લાગ્યા. વળી વિચારો કરે છે કે " આ શું ! ખૂનીને આટલી બધી માહિતી શી રીતે મળે છે ! તથા તે મારી પૂઠ " પકડે છે ! અને હું જાણતો નથી એ પણ નવાઈ ! ખૂની કોઇ જબરો છે ! સાથે વિદ્વાન પણ છે ! એમ કાગળના શબ્દો ઉપરથી જણાય છે ! એટલું તો કાગળ ઉપરથી સિદ્ધ થાય છે કે જે ખૂન થયું છે તે સ્નેહના કાતિલ પરિણામે થયું છે ! ખૂની લખે છે કે પત્તો પડશે નહિ અને મળવું હોય તો ' વાલકેશ્વર ' ભણી ભેગા થઇશું, તથા ખબર લઇશ ! એ શું સાચું લખતો હશે ! " આવા વિચારો આપણા મી. બીહારીલાલના મગજમાં સ્ફૂરવા લાગ્યા. એટલામાં મી. અકબરખાં પણ આવ્યા. તેઓએ જોયું તો સાહેબ ઘણા વિચારમાં પડયા છે તથા રૂમમાં ફેરા માર્યા કરે છે જેથી ચૂપ થઇને પોતાની જગ્યાએ જઇ બેસી ગયા. ત્યાં મી. બીહારીલાલની નજર ગઇ કે તુરત બોલ્યા કેઃ " કેમ છે ! મી. અકબરખાં જુઓ આ પત્ર ? " મી. અકબરખાંએ પણ ધીમે રહીને કાગળ હાથમાં લીધો. અને બારીક દૃષ્ટિએ તેની ઉપર નજર ફેરવી. કેટલીક વારે કાગળ વાંચી રહ્યા. બાદ આશ્ચર્યકારક ભાવ બતાવી બોલ્યા કેઃ " અરે ! ખૂની બહુ ધૈર્યવાન દેખાય છે ! વળી બુદ્ધિશાળી પણ છે ! તેમ આપણા ઉપર દરેક બાબતમાં ચોકસાઇથી નજર રાખ્યા કરે છે ! આ ખૂનનો આરોપી તો, સાહેબ જબરો છે !

મી. બીહારી—" આ કેસ જબરો તેમ ખૂની પણ તેવો છે. માટે હવે આ કાગળ કયાંથી આવ્યો ! તેની માહિતી પોષ્ટમાંથી (અનરજીષ્ટર) પાવતી વગરનો હોઈ રજીષ્ટર થયેલો છે. જેથી ત્યાં જઇએ તો માહિતી મળી શકે ખરી ? "

મી. અકબર—" હાં જીનાબ, કેમ ના મળે ? પાકીટ ઉપર પોષ્ટની છાપ જુઓ અને ત્યાં હાલજ તપાસ કરો ? "

મી. બીહારી—" મીયાં સાહેબ ! તમારા કરતાં વળી મ્હારી નજર જરા વિશેષ ચાલે છે. અને તે નક્કી કરી રાખ્યું છે કે તે પોષ્ટ ઓફિસ "જુમામસજીદ પોષ્ટ નં. ૭૯૧ આ પ્રમાણે છે. પણ કોણે રજીષ્ટર કર્યું હશે, તેની શી રીતે માહિતી મેળવવી ! "

મી. અકબર—" વાહ સાહેબ ! ત્યાં પોષ્ટ ઓફીસમાં તો નામ નોંધાય છે કે કોના તરફથી રજીષ્ટર કરવામાં આવ્યું. તે ઉપરથી નામ નહિ મળે ?

મી. બીહારી–(જરા રમુજથી) અરે અક્કલખાં ! એ તો હું સમજ્યો ! પણ ખૂની કયાંઇ જાતે જઇને રજીષ્ટર કરે ખરો કે ! અને કહે તોપણ નામ ને પત્તો ખોટું લખાવે ! એ બનવાજોગ છે. પાવતી કયાં મેળવવાની છે જેથી ખરૂં લખાવવાની જરૂર હોય ! અહીં એજ ગુંચવણ પડી છે ! "

મી. અકબર—" વળી એવી તો અક્કલ તેનામાં હશે ! ફક્ત નામ ખોટું લખાવે ! એનો બાપ બીજો–આવું કામ એની સલાહમાં કેમ ઉતરે ! એ તો અસંભવીત લાગે છે. "

છેવટની સલાહ મી. બીહારીલાલને વ્યાજબી લાગ્યાથી પોષ્ટ-ઓફીસમાં જવા તુરત સજ્જ થયા. નીચે ઉતરી ભાડાની મોટર કરી પ્રયાણ શરૂ કર્યું. મી. અકબરખાં ઑફીસના કામકાજે ઑફીસમાં જ રહ્યા. જ્યાં ધારેલી પોષ્ટ ઑફીસ આગળ આવી પહોંચ્યા કે મોટર ઉભી રખાવી અને નીચે ઉતરી પોષ્ટમાસ્તરને પોતાનું ' વિઝીટીંગ કાર્ડ ' બતાવ્યું. તે વાંચીને પોષ્ટમાસ્તરે માગેલી હકીકત રજુ કરવા કબુલ કર્યું. ત્યારબાદ મી. બીહારીલાલે ખિસ્સામાંથી પાકીટ કાઢી બતાવ્યું, ને પૂછ્યું કેઃ " જુઓ ? આ પાકીટનો રજીષ્ટર નંબર કયો છે ?

તે તમારૂં રજીષ્ટર કાઢી મને બતાવો ? "

માસ્તર—" જી. આપને એ કાંઇ બહુ ઉપયોગી થશે નહિ ? "

મી. બીહારી—" તે મ્હારે જોવાનું છે. હાં ! પણ તમે આ પાકીટ હાથોહાથ મ્હને આપવાનું લખનારે લખ્યું છતાં મ્હારા પટાવાળાને કેમ આપ્યું ? "

માસ્તર–" જી, આપનો પટાવાળો આવે છે તેની ઉપર મ્હને કંઇ ગેરવિશ્વાસ ન હોવાથી આપેલો છે. કારણ કે તે આપને પહોંચશે એમ નક્કી જાણતો હતો; એટલે પટાવાળાને આપેલો છે.

માસ્તરે ત્યારબાદ રજીષ્ટર કાઢીને મી. બીહારીલાલને આપ્યું. તેમાંથી પાંકીટ ઉપરની તારીખ તપાસતાં, સદરહુ રજીષ્ટર કરનાર 'ઉસમાન ભાઈ શેરખાં ઠે–જુમા મસજીદ પોષ્ટ નં ૭૯૧ પાસે, આ પ્રમાણે નીકળ્યું. તે ઠેકાણું આ પોષ્ટ ઑફીસની પાસેનું હોવાથી આજુબાજુ તપાસ કરતાં કયાંઇ એ નામના માણસ રહેતો હોવાનું જણાયું નહિ. એટલે મી. બીહારીલાલ પરત આવી માસ્તરને પૂછવા લાગ્યા કે: " આ ઇસમનો ચહેરો તમને યાદ છે. " માસ્તરે જવાબ આપ્યો કે: " સાહેબ માફ કરો અમે તે કાંઇ તમારી પેઠે ડિટેકટીવ છીએ કે દરેકના ચહેરા ઓળખતા બેસીએ.

પણ આ માણસ તે વખતે તોતડો હોય તેમ, નામ પૂછતી વખતે બોલ્યો હતો કે ' ઉ...........ઉ...........ઉસ.........માનભાઇ' છે. તે ઉપરથી હું કહું છું. ' આપણા બહાદુર ડિટેકટીવે તુરત તેની પણ નોંધ કરી લીધી. ચહેરા બાબત કાંઇ હકીકત મળી નહિ. પરંતુ ચશ્માં પહેરેલાં હતાં એટલુંજ માસ્તરે જણાવ્યું. અહીંથી હકીકત મેળવી પરત જવા સારૂ માસ્તર સાહેબની વિનયપૂર્વક રજા લીધી, અને મોટરમાં બેઠા. મોટર ઝપાટા બંધ જાય છે તેમ મી. બીહારીલાલ ના મગજમાં તર્ક વિતર્ક ઉત્પન્ન થયાં જાય છે. થોડેક દૂર ગયા એટલામાં વળી સામી એક મોટર મળી. તેમાં ચાર માણસો જાતે મુસલમાન હોય તેવા ડ્રેશમાં જણાતા હતા. બન્ને મોટરો નો ભેટો થતાં સામી મોટરવાળા લોકોએ કાંઇ નિશાન યુક્ત, નિશાની મી. બીહારીલાલ ના સામી કરી. તેથી તેઓ ઘણા ક્રોધિત થયા, અને તુરત પોતાની મોટર તેની પાછળ વાળવા હાંકનારને સૂચના કરી. તે પ્રમાણે તેણે મોટર પાછી ફેરવી. એ રીતે આગળ જનારી મોટરની પુઠ પકડી. પરંતુ તે તો જોતજોતામાં ઝપાટાબંધ ચાલવાથી લગભગ અડધા મૈલ

જેટલું અંતર પડી ગયું. તોપણ મી. બીહારીલાલે નિશાને નિશાને લઈ જવા માંડી. છેક આગળ ગલીઓ વિગેરે વટાવતા તેઓ એક ખુલ્લા મેદાનમાં આવ્યા. ત્યારે ત્યાં આગળ પેલી નાસનારી મોટર ઉભી હતી. તે જોઇ મી. બીહારીલાલે નીચે ઉતરી તે મોટર ડ્રાઇવરને પૂછ્યું કેઃ "પેલા અંદર બેસનાર માણસો ક્યાં ગયા છે?" ડ્રાઇવરે કહ્યું કેઃ "સાહેબ, એ તો ઘણે છેટેથી ઉતરી પડયા છે. અને મ્હને ભાડું પણ અગાઉથી જ ચૂકવી આપ્યું છે. ત્યાર પછી તેઓ કયાં ગયા એ મ્હેં જોયું નથી. તથા કયાં ગયા છે તે પણ હું જાણતો નથી." આવો જવાબ મળતાં મી. બીહારીલાલ સમજી ગયા કે આમાં કંઇ ભેદ છે! નહિ તો આગળથી જ ભાડું ચૂકવી આપે કેમ! એ લોકો બદમાસ જેવા લાગવાથી અને મ્હને 'તિરસ્કાર યુક્ત' નિશાની કરી તેથી હું તેમની પૂઠ પકડી અહીં સુધી પાછળ પાછળ આવ્યો તો પણ આખરે તેઓ ન મળ્યા! મને લાગે છે કે ખૂની પણ અંદર હશે! કારણ કે હું તપાસ કરવા ગયો હતો એની તપાસ કરવા મારી પાછળ પાછળ એ ભમ્યા કરે છે અને તેવું તેણે મને મોકલેલા કાગળમાં પણ લખ્યું છે! ખરેખર! ખૂનીએ લખેલા શબ્દો મુજબ તે વર્તે છે! વળી અનાયાસે મારા હાથમાં આવેલો શિકાર જતો રહ્યો, એ મોટર હાંકનારની મોટરની ઝડપ વધારવામાં ચૂક થઈ તેનુંજ કારણ છે.! આ રીતે મી. બીહારીલાલે પોતાના મનનું સમાધાન કરી પાછા મોટરમાં બેસી ઉપડી ગયા. રસ્તામાં એના એજ વિચારો ભમ્યા કરે છે. જ્યારે પોતાની ઑફીસ આગળ આવી નીચે ઉતરી અંદર જવા લાગ્યા; એટલામાં બીજી મોટર આવવાનો અવાજ કાને પડયો. પાછું ફરી આંખોએ જોયું તો ખરેખર પેલા ચાર માણસો જ એક મોટરમાં બેસી, ઑફીસ સામે નજર કરી પસાર થઇ ગયા. આ જોઇને મી. બીહારીલાલ સમજ્યા કે ખૂની એકલો નથી પણ ત્હેની સહાયમાં બીજા માણસો છે એ નિઃસંશય વાત છે. ગમે તેમ હો! પણ, આ બીહારીલાલના પંઝામાંથી જ્યારે

ક્યારે પણ તે છટકવાનો નથી એ નિઃસંદેહ છે ! ગમે તે પ્રયાસે પત્તો મેળવીશ એવો મનમાં દૃઢ નિશ્ચય કરીને પોતાની ઑફીસ તરફ ચાલતા થયા. બાદ ભોજન પૂરૂં કરી લીધું કે વળી પાછા ઑફીસમાં આવી બેઠા. મી. અકબરખાં અગાઉથી આવીને પોતાની જગ્યાએ બેઠેલા હતા. તેઓએ મી. બીહારીલાલ પાસેથી આજના તપાસની હકીકત-સંબંધી માહિતી લઇ લીધી. તે સાંભળી આશ્ચર્યથી કહેવા લાગ્યા કેઃ "સાહેબ આ મામલો તો ભારે છે ! વળી ખૂનીની સાથે મદદગારો છે જેથી તે સહેલમાં પકડાય એમ નથી ! હવે આપણે ઘણી ચાલાકીથી કામ લેવું જોઇશે " મી. બીહારીલાલે 'હા' કહી પેલો આવેલો કાગળ ફરીથી વાંચવામાં મશગુલ થયા. તે કાગળમાં છેવટના પેરેગ્રાફમાં લખ્યું હતું કેઃ " મળવાની ઇચ્છા થાય તો 'વાલકેશ્વર' ભણી મળીશ " આ વાક્ય વાંચતાં વાંચતાં વળી વિચાર આવ્યો કે, આ વાત અમલમાં મુકવા જેવી છે કારણ કે વખતે રૂબરૂ ભેટો થઈ જાય તો આ બધી માથાકુટ મટી જાય ! આવો નિશ્ચય કરીને મી. અકબરખાંને તે કહેવા લાગ્યા કેઃ " કેમ મી. અકબરખાં ! આ વખતે હવે તમારી જાતની મદદ પડશે માટે હું જ્યાં જાઉં ત્યાં તમારે મારી સાથે આવવું પડશે. બોલો શું કહો છો ?" મી. અકબરખાંએ માથું હલાવી સંમતિ આપી. એટલે ફક્ત અમલમાં મુકવા પૂરતું રહ્યું. ક્યારથી શરૂઆત વાલકેશ્વર ભણી ફરવા જવાની કરવી એનું મુહૂર્ત વળી શું શોધવાનું ! એ તો આજ સાંજથી જ રોજ એક કલાક તે તરફ જવું. આ પ્રમાણે બન્ને જણાએ સંકલ્પ કર્યો અને આજથી તેઓ હમેશાં ( વાલકેશ્વર ) ભણી હવા ખાવાના બ્હાને જવા લાગ્યા. લગભગ તેઓ એક માસ સુધી ગયા; પરંતુ ખૂનીનો કે મદદગારનો ભેટો થયો નહિ. તેમ માહિતી પણ મળી નહિ, છતાં તેઓએ નિયમ છોડયો નહિ. દુષ્ટ માણસોમાં પણ એક પ્રકારની સત્યતા સમાયલી હોયછે અને તેઓ સમય આવે ખરી પાડેછે. તે પ્રમાણે અહેરૂન્નિસાનો ખૂની હતો. તેણે કાગળમાં ' કોઇ વખત વાલકેશ્વર ભણી ભેટો થશે ' એ વાક્ય લખ્યું હતું, તે ખોટું તો નાજ લખે ! તે સત્ય જ

હતું. મી. બીહારીલાલ હમેશાં મી. અકબરખાંને સાથે લઇને ફરવા જતા હતા. કારણ કે કદાચ ખૂનીનો ભેટો થાય અને તેમાં વિપરીત પરિણામ આવે તો તે સમયે મદદ મળે. જ્યારે ઘણા દિવસ થયા પણ ખૂનીની મુલાકાત ના થઇ જેથી મી. અકબરખાંએ કંટાળીને કહ્યું કે: "સાહેબ! ખૂની કોઇ દિવસ સાચું લખે! એ તો આપણને ભૂલાવામાં નાખવા માટે લખ્યું છે. વળી લગભગ બે માસ થયાં હમેશાં આ તરફ આવીએ છીએ છતા ભેટો થતો નથી. માટે મારાથી હવે અવાશે નહિ." મી. બીહારીલાલ તો પોતાના કાર્ય માટે અડગજ હતા. જેથી તેઓએ જવાબ આપ્યો કે: "ભલે! આપ હવેથી તસ્દી નહિ લો તો ચાલશે. પણ હું તો હમેશાં મુલાકાત થતા સુધી અહીં આવી તપાસ કરતો રહીશ." જવાબ પોતાને મન ગમતો મળ્યો તેથી મીયાં સાહેબ! ખુશ થઇ ગયા ને બોલ્યા કે: "નીરાંત થઇ એક પીડા મટી હવે આપણે બંદા ઑફીસમાં બેઠા બેઠા કામ કરીશું." મી. અકબરખા હવે જતા બંધ થયા અને મી. બીહારીલાલ એકલા રોજીંદા વાલકેશ્વર ભણી ભટકવા નીકળે છે. ટાઇમ સાંજના સાડાપાંચનો રાખ્યો છે તે ઘણો અનુકુળ પડયો છે એટલે કઠણ લાગતું નથી. સાધારણ રીતે બીજા મનુષ્યો પણ એજ અરસામાં બહાર ફરવા નીકળી પડેછે. એક દિવસે મી. બીહારીલાલ મુકરર ટાઇમે બહાર ફરવા નીકળ્યા તથા ધારેલે સ્થળે પહોચ્યા. તે વખતે સાજના સાડા છ નો ટાઇમ થયો હતો. સૂર્યનારાયણ પોતાની ફરજ બજાવી બીજે દિવસે સવારમાં દર્શન દેવાનો દિલાસો માનવીઓને આપી સ્વસ્થાને જતા હોય એમ તેઓ છેવટના દર્શન ઉપરથી ભાવ સૂચવતા હતા. અને એમની ગેરહાજરીમાં નિશા દેવી પધારવાની તૈયારી કરતાં હતા. વાલકેશ્વર આગળ કેટલાક બંગલાઓ આવેલા છે. તથા સામે ખુલ્લું મેદાન આવેલું છે. દરિયાઇ કિનારો આવેલો હોવાથી સાંજે મંદમંદ પવનની લ્હેરો ફુંકાય છે. કેટલાંક બેંચ મુકેલાં છે, જેથી આવનાર માણસોને ફરતાં ફરતાં શ્રમ લાગે તો તેની ઉપર બેસે. ત્યાં મી. બીહારીલાલ પણ બેંચ ઉપર બેસી સ્વચ્છ આકાશ

તરફ નજર કરી જોઈ રહ્યા છે. તેમની પાસે કેટલાક સદ્‌ગૃહસ્થો બેઠેલા છે. તે વાત ચીત કરે છે પણ તેમનું તે તરફ લક્ષ્ય બીલકુલ નથી. કેટલીક વારે ત્યાંથી ઉઠી આમ તેમ ફરવા લાગ્યા અને વિચારોના વમળમાં ક્યાં જાય છે તે પણ ભાન રહેલું નથી. તેથી જરા આગળ નીકળી સાધારણ ઝાડી આવેલી છે ત્યાં આગળ પહોચ્યા. એટલે એક માણસ મારવાડી વેશમાં અને ગૃહસ્થ હોય તેમ દેખાતો સામો મળ્યો. તેણે મી. બીહારીલાલને ઓળખતો હોય તેમ સ્વાલ કર્યો કેઃ “ કેમ છે ! મહેરબાન બીહારીલાલબાઇ ! આપ ફરવા આવ્યા છો કે શું ? આવી રીતે હમેશાં આવતા હશો કેમ !” તુરત મી. બીહારીલાલે ચમકીને સાંમું જોયું તથા આશ્ચર્ય પામ્યા કે આ ઇસમને હું ઓળખતો નથી છતાં મારૂં નામ દઈને બોલાવ્યો ! તથા ઉપરા ઉપરી પ્રશ્ન પણ કર્યા ! કોણ જાણે ! હું મુંબાઇમાં પ્રખ્યાત એટલે મને સૌ કોઇ ઓળખે ! વળી આતો કોઇ ગૃહસ્થ દેખાય છે ! જેથી કેમ ના ઓળખે ! આમ વિચારી ટુંકમાં જવાબ આપ્યો કેઃ “ હા બાઇ હમેશાં આવું છું ” એમ કહી ચાલવા લાગ્યા. વળી થોડેક છેટે બીજો માણસ મળ્યો તે સાધારણ શોખીન હોય એમ જણાતો હતો. તેણે પણ પ્રથમના માણસની માફક સ્વાલ કર્યો. એટલે મી. બીહારીલાલ વધુ વિચારમાં પડ્યા. આ શુ હશે ! તોપણ આખરે જવાબ આપી પૂછવા લાગ્યા કેઃ “ કેમ ભાઈ, તમે મને ઓળખો છો ? હું તમને ઓળખતો નથી માટે આ પ્રશ્ન કર્યો છે :” સામો માણસ જાતનો વાણિયો તથા સધરેલી ફેશનનો હોય તેમ દેખાતું હતું. તેણે જવાબ આપ્યો. “ વાહ સાહેબ ! આપ, તો ન ઓળખો ! પણ આપને આખું મુંબાઇ શહેર તથા તેમાં વિશેષ તો ગુન્હેગારો ઓળખે. અને સારા સદ્‌ગૃહસ્થો પણ પીછાણે. જેથી તમારાથી કોણ અજાણ્યું હોય ! ” આ જવાબ સીધો, ને યોગ્યસર લાગવાથી મી. બીહારીલાલને કંઇ પણ શંકા આવી નહિ. હવે વધુ વખત થવાથી પરત જવું એ ઠીક ! એમ સમજી તેઓ પાછા વળ્યા. એટલે સામેથી એક ઇસમે બુમ મારી કેઃ “ સાહેબ, ઉભા રહો ! જરા

મારે તમારૂં કામ છે. અને કાંઇ વાત ચીત કરવી છે." મી. બીહારીલાલે તે સાંભળ્યું. સાંજના સાડા સાત વાગવાનો સમય થયો છે અને નિર્જન જગ્યો થઇ જવાથી ત્યાં વધારે વખત ઉભા રહેવું વાસ્તવિક નથી! વળી આમાં કંઇ ભેદ હોય એમ જણાય છે! કારણ કે પેલા બે માણસો મને ઓળખવાનો ડોળ કરી ચાલ્યા ગયા; અને આ ત્રીજો માણસ કંઇ વાતનું બ્હાનું કાઢી ઉભો રાખવા :માગે છે! માટે અત્યારે અનિષ્ટ પરિણામ આવવાનું હોય તેમ મારૂં અંતઃકરણ કહે છે. આમ મી. બીહારીલાલને તુરત ભય જેવું લાગવાથી પોતાના કોટના અંદરના ખિસ્સામાંથી રિવોલ્વર કાઢી તપાસી તો તે ખાલી જણાઇ. આથી હૃદયમાં આઘાત થયો હોય એમ લાગ્યું! એટલામાં પાછળ કંઇ ફુટવાનો અવાજ થયો. તે મી. બીહારીલાલે સાંભળ્યો કે તુરત પાછું જોતા બરોબર ત્રણ માણસો પોતાની નજીકમાં આવતા હોય એમ દેખાયું. તે વ્યક્તિઓને જોઇ મી. બીહારીલાલ સ્વસ્થ થયા. અને વિચાર્યું કે હવે અહીંઆંથી કોઈ રીતે પલાયન કરૂં તો ઠીક! કારણ બીજું હથીયાર પોતાની પાસે હતું નહિ. વળી જે હતું તે ખાલી નીકળ્યું; એટલે તે નિરૂપયોગી થયું. એવું સમજી તુરત તેઓ નાસવા લાગ્યા. થોડેક દોડયા એટલે પ્રથમના પેલા બે માણસો સામા મળેલા, તે પણ આ વખતે સામા મળ્યા. તેઓએ મી. બીહારીલાલને ઝપાટાબંધ જતા જોઇ અટકાવીને પૂછવા લાગ્યા કે: " કેમ સાહેબ. કંઇ આટલી બધી ઉતાવળ! ઉભા રહો જરા સીગારેટ પીઓ! પછી જવાશે! હજુ વાળુ કરવાનો સમય બહુ થયો નથી!" આમ કહ્યા છતાં તે ચાલવા લાગ્યા એટલે તેઓએ મી. બીહારીલાલના હાથ ઝાલી ઉભા રાખ્યા. મી. બીહારીલાલ હાથ છોડાવવા પ્રયત્ન કરવા લાગ્યા તેમ તેમ સામા માણસો મજબુતીથી પકડવા લાગ્યા. આવી રકઝક થાય છે તેટલામાં પાછળથી ત્રણ માણસોએ આવી, એકંદર પાંચે માણસોએ મી. બીહારીલાલને ઘેરી લીધા. એ પાંચમાં એક મનુષ્ય ઉંચો તથા મોઢું લંબગોળ છે તથા શરીરે પાતળો છે. તેણે કાળો ઓવર કોટ પહેરેલો છે તે રસમે પેલા

ગૃહસ્થોના પોષાકવાળા ઇસમોને કાંઇ ઇશારત કરી એટલે તેમણે મી. બીહારીલાલના હાથ મૂકી દીધા. આ પ્રમાણે પાંચ ઇસમો વચ્ચે આપણા બહાદુર ડિટેકટીવ અંતરાઇ ઉભા રહ્યા. પછી પેલી મારવાડી ડ્રેશમાં જે 'વ્યક્તિ' હતી તેણે મી. બીહારીલાલ ને સ્વાલ પૂછવાના શરૂ કર્યા.

વ્યક્તિ—"કહો? આપનું નામ બિહારીલાલ ડિટેકિટવ છે કે નહિ?"

મી. બીહારી—"હા, મારૂં નામ અને ઇસમ પણ તેજ છું–"

વ્યક્તિ—"આપ એક બહાદુર ડિટેકટીવ છો. અને ઘણાખરા કેસોમાં નામના મેળવી છે. ખરૂં કે નહિ?"

મી. બીહારી—"હા, તેવું છે ખરૂં. પણ આ પ્રશ્ન તમે શા કારણે પૂછો છો?"

વ્યક્તિ—"કંઇ કામસર પૂછું છુ. તમે મહેરૂન્નિસાના ખૂનનો કેસ તપાસ માટે હાથમાં લીધો છે?"

મી. બીહારી—"હા."

વ્યક્તિ—"તે સંબંધી કંઇ ભાળ લાગ્યો છે?"

મી. બીહારી—"ના, જે તપાસ મળ્યો છે તે નહિ જેવો છે."

વ્યક્તિ—"તે સંબંધી કંઇ પત્ર મળ્યો છે?"

મી. બીહારી—"હા. મને પત્ર મળ્યો છે તે કારણસર જ આ નરફ મારૂં હમેશાં આવવું થાય છે."

વ્યક્તિ—"ત્યારે જુઓ! તમે જેના તપાસમાં છો તે પેલા ઉંચ્ચા, ને ઓવરકોટ પહેરેલા માણસ છે, એજ ખૂની છે. તથા તમને જે ભેટો કોઇ દિવસે થશે એમ લખ્યું હતું તે પણ સત્ય ઠર્યું. હવે કહેવાનું એટલું જ કે–તમે આ કેસ બીલકુલ હાથમાંથી છોડી દો? કોઇ સારા માણસના જાન અને ઇજ્જત લેવી એ બરાબર નથી. કારણ કે એક વખત જે કામ સાહસમાં કર્યું એ હવે સુધરવાનું નથી.



" ત્યારે જુઓ ! તમે જેની તપાસમાં છો તે પેલા ઉચ્ચા ને ઓવર કોટ પહેરેલા માણસ છે "

(જુઓ પૃ. ૫૪)

Minerva Printers, Ahmedabad

માટે આટલા શબ્દો ધ્યાનમાં લઇ કામ નિકાલે કાઢી નાખશો. આ તમને એક સૂચના કરી છે તે પ્રમાણે નહિ કરો તો મહેરૂન્નિસાનું ખૂન થયું છે તેવીજ વલે તમારી થવાની એ નક્કી સમજજો !"

આટલું કહી પાંચે માણસો ઝપાટાબંધ ત્યાંથી પસાર થઇ ગયા. અને ક્યાં ગયા તે માલુમ પડયું નહિ. મી. બીહારીલાલ તો એક સ્વપ્ન-ઘટના બની હોય તેમ વિચારમાં થોડીવાર ત્યાં ઉભા રહ્યા. તેઓ વિચાર કરે છે કે, આ સદ્‌ગૃહસ્થો કોણ ! ખૂની શું ! ક્યાંથી આવ્યા ને ક્યાં ગયા ! વળી હું હાથ આવેલો છતાં ક્ષેમકુશળ મને જવા દીધો ! એ શું ! ખરેખર, આ બનાવ આશ્ચર્યકારક થયો છે. ! વધુ ટાઇમ અહીં રોકાવું બરાબર નહિ એમ ધારી ઉતાવળે પગલે, ભય ગ્રસ્ત ચહેરે પોતાના ગ્રહ તરફ મી. બીહારીલાલ ચાલવા લાગ્યા. રસ્તામાં જતાં જતાં વળી વિચાર આવ્યો કે મારી પાસે હથીયાર કંઇ નહતું. અને જે રિવોલ્વર હતી તે કોઈ દિવસ નહિ, ને આજે તે ખાલી નીકળી એ પણ નવાઇ જેવું છે ! 'ભાવી વાંકુ' એમાં દોષ કોનો ' આમ પોતાના મનનું સમાધાન કર્યું. જ્યારે મકાન આગળ આવી પહોંચ્યા ત્યારે નવ વાગવાનો સમય થયો હતો. જેથી વાળુ કરી લીધું અને પોતાની પથારી તૈયાર હતી, તેમાં આવી સુઇ ગયા. પરંતુ આજના વિપરીત બનાવનો પડઘો નજર આગળ તર્યા કરતો હતો. છેવટે મોઢામાંથી ઉદ્‌ગાર પણ નીકળ્યા કેઃ 'ખૂની હાથમાંથી આવેલો ગયો. ! નિદ્રામાં આ પડઘાનું સ્વપ્ન પણ મી. બીહારીલાલને આવે એમાં નવાઇ જેવું કાંઈ નથી. કદાચ તે આવ્યું હશે તો એ સવારે નિદ્રામાંથી જાગ્રત થશે ત્યારે વાંચકને કહેશે !



## પ્રકરણ ૮ મું

### મે. વેડસન સાહેબની તપાસણી.

અરૂણોદય સમયે પૂર્વ દિશાએથી પ્રથમ પોતાનાં કીરણો સૃષ્ટિ ઉપર ફેંકી સવિતાનારાયણ સૂચના કરે છે કે, રે! જગતના મનુષ્યો દ્વિજીવો! તમો તમારી ઘોર મીઠી નિદ્રામાંથી જાગ્રત થાઓ? અને કર્મધારક બનો! તે પ્રમાણે અમલ કરવાની પદ્ધતિ જગતના જીવોને પણ હમેશ પડી ગયેલી છે. તથા તે આજસુધી અસ્તિત્વમાં છે એમ આપણી વ્યવહાર દૃષ્ટિએ પણ હા કહીશું. આ વખતે મી. બીહારીલાલને પથમના દિવસનો શ્રમ હોવાથી હમેશના ટાઇમ કરતાં મોડા કંઇક ઉઠયા. દાતણ, શૌચાદિ ક્રિયા કર્યાબાદ ચા લીધી. અને પોતાની ઑફીસમાં આવી બેઠા. રાત્રે તેઓને સ્વપ્ન આવેલું કે, ' ખૂનીને પકડયો છે! મારા હાથમાંથી છટકવા જાય છે! મેં મજબુત પકડયો છે! સામસામી મારામારી ઉપર આવીએ છીએ! અને લાગ જોઇ ખિસ્સામાંથી રિવોલ્વર કાઢવા હાથ નાંખ્યો! એટલે તે હાથમાં ન આવી! આથી ખૂની સાથે વગર હથીયારે ટક્કર લેવા વિચાર ચલાવ્યો! લગભગ અડધા કલાક સુધી ટક્કર લીધી! એટલામાં ખૂની હાથ છોડાવીને નાશી ગયો! જેથી પૂઠ પકડવા દોડયો! ત્યારે પગમાં

દોડતાં ઠોકર લાગી !' ( આ સમયે બીહારીલાલની આંખો ઉઘડી ગઇ ને સ્વપ્ન અદૃશ્ય થયું. ) આ સ્વપ્નની ઘટનાથી મી. બીહારીલાલ કેટલીક વાર ખુરશી ઉપર નિરાશ થઇને બેઠા છે. મી. અકબરખાએ આવી ખોંખારો કરી ' જીનાબ સલામ ' કહી પોતાની જગ્યાએ બેઠા. ત્યારે મી. બીહારીલાલની નજર ત્યાં જવાથી થયેલો શોક નિવારણ થયો. હવે પોતાના ચાલુ કાર્યમાં બન્ને બહાદુર ડિટેકટીવો કામે વળગ્યા. તથા દરેક કેસનાં કાગળીયાંની ફાઇલો વિગેરે સુવ્યવસ્થિત રીતે ગોઠવવા તથા બાંધવા મંડયા. ગઇ કાલનો બનાવ મી. બીહારીલાલે નોંધ-પોથીમાં નોંધી લીધો. કારણ કે તેમને તો આ કેસની જ તીવ્ર લાગણી થઇ રહી છે: બીજા કેસો તરફ બીલકુલ લક્ષ્ય રાખતા નથી. આવી ઘટમાળ હમેશાં ચાલ્યા કરે છે. ત્યારબાદ કેટલાક દિવસે ઑફીસમાં બન્ને બહાદુર ડિટેકટીવો બેઠા છે તે વખતે એક પટાવાળો આવ્યો. તેણે એક કાગળ બંધ પાકીટ સાથે મી. બીહારીલાલના હાથમાં મૂક્યો. પાકીટ ફાડીને તે વાંચવા લાગ્યા. તેની અંદર નીચે પ્રમાણે મજકુર હતો.

" મલબારહીલ-બૉમ્બે "

" મી. બીહારીલાલ. ( સી-આઇ-ડી ) આજે સાંજના " ચાર વાગ્યાના સુમારે તમારી મુલાકાતે કેટલાક કેસોની તપાસણી માટે હું આવનાર છું માટે ક્યાંઇ બહાર જશો નહિ. વળી મી. અકબરખાં પણ હાજર રહે એમ તેઓને સૂચવશો. "

" લી. વેડસન "

પોલીસ કમીશનર. મુંબાઇ ઇલાકા.

પત્ર પૂરો વાંચી રહ્યા પછી મી. અકબરખાંના હાથમાં આપ્યો એટલે મી. અકબરખાંએ ચસ્માંની મદદ વડે વાંચવા લાગ્યા. કાગળની અંદરના શબ્દો " મી. અકબરખાં પણ હાજર રહે " એવા અર્થ-સૂચકને આજ્ઞાધારક આવ્યા એટલે તેમના હાથ ધ્રુજવા લાગ્યા; ને કાગળ પડી ગયો. મી. બીહારીલાલને આ દૃશ્ય જોઇ હસવું આવ્યું ને

કહેવા લાગ્યા કે: "વાહરે ! મીયાં અક્કલખાં ! આવા બહાદુર ડિટેક્ટીવ અફસરને અમલદારથી ડરો છો કેમ ? તમને શું ભય છે ! તેમ છતાં હું તમારી પાસે છું !" મી. અકબરખાં કહેવા લાગ્યા કે: "નહિ સાહેબ ! હું ડરતો નથી ! પણ એ તો મોટા સાહેબ એટલે સહજ મારા વિષે કંઇ વાંકું પડી જાય અને કામ કરવાને નાલાયક છું એમ જણાય તો મારી પૂરી કમબખ્તી ! વળી ઘેર કાઢી મૂકે તો મારી જગતમાં હાંસી થાય ! પણ હશે ! આપ છો એટલે મારે કાંઇ બ્હીવાનું કારણ નથી. આપની મારા ઉપર પૂરેપૂરી મહેરબાની છે એટલે સારૂં છે." મી. બીહારીલાલે ધૈર્યતા આપી જણાવ્યું કે: "કંઇ ફીકર નહિ. તમે બીલકુલ નિડર રહો. તમારા કામની જવાબદારી મારે શિર છે. એક વખત જે માણસનો મેં હાથ પકડયો એટલે તેને હું મારો ગણું છું." આવો માયાળુ જવાબ મળવાથી મી. અકબરખાં ખુશ થયા, ને બોલ્યા કે: "ખુદાની મારા ઉપર મહેરબાની છે. જેથી આપના જેવા અમલદારના હાથ તળે નોકરી મળી છે. વળી આપનો પ્યાર પણ અધિક છે માટે હું નિશ્ચિંત છું" આ વાતચીત પછી મી. બીહારીલાલે મે. વેડસન સાહેબ ઉપર જવાબ લખી પટાવાળાને આપી દીધો. પટાવાળો તે લઈ ચાલ્યો ગયો.

સાંજના સાડાત્રણનો સુમાર થયો છે તે વખતે ઑફીસમાં દરેક વસ્તુઓ વ્યવસ્થિત રીતે ગોઠવી દેવામાં આવી. તથા પટાવાળાઓને સૂચના કરી હાજર રાખવામાં આવ્યા છે. આ પ્રમાણે એકંદર વ્યવસ્થા થયા પછી બન્ને ડિટેક્ટીવો મે. વેડસન સા. ના આવવાની રાહ જોતા જાહેર રસ્તા ઉપર એકજ દ્રષ્ટિથી જોવા લાગ્યા. થોડી વારમાં એક મોટર સામેથી આવતી જણાઇ અને તે ઑફીસ નજીક આવતાં મે. વેડસન સાહેબ તુરત નીચે ઉતરી ઉપરના ભાગમાં ( ઑફીસમાં ) આવી ખુરશી ઉપર જગ્યો લીધી. મે. વેડસન સાહેબ સુશિક્ષિત પુરૂષ તેમજ અમીરી સ્વભાવ, અને તમામ વાતે પ્રવીણ હતા. તાત્પર્ય જે કેટલાક યુરોપિયનો ગોરા કાળાનો ભેદ ભાવ રાખી હલકટ બુદ્ધિનું પ્રદર્શન કરાવે

છે તેવો કોઇપણ દુર્ગુણ તેમનામાં નહતો. તેઓએ મી. બીહારીલાલ સાથે ઘણી વાત ચીત કર્યા પછી મૂળ વિષય ઉપર આવી કહેવા લાગ્યા કેઃ " મી. બીહારીલાલ ! તમે આજ સુધી કેટલા કેસો લીધેલા, અને કેટલાની અંદર ફતેહમંદ નીવડયા ! તે બદલ ચોક્કસ યાદી આરોપીનાં નામ સાથે કરી આપો ! કારણ કે મારે પ્રસંગાનુસાર જરૂર પડી છે." મી. અકબરખાં પાસે કરાવી આપું છું" એમ કહ્યું. ત્યાં તો આપણા ભલા કમીશનર સાહેબની નજર મી. અકબરખાંનું નામ સાંભળતાં તેમના ઉપર પડી. અને મી. બીહારીલાલને ઉદ્દેશી કહેવા લાગ્યા કેઃ " જુઓ મી. બીહારીલાલ ! મીયાં સાહેબ પાસે યાદી કરાવો છો, પણ કાંઇ દેખીતા બાહોશ હોય એમ જણાતું નથી ! તેથી કયાંઇનું કયાંઇ લખી બેસશે તો યાદી નિરૂપયોગી થશે ! માટે તમે તમારા હાથે લખો તો ઠીક !" મી. અકબરખાંનો પક્ષ કરી મી. બીહારીલાલે કહ્યું કેઃ " નહિ સાહેબ ! મી. અકબરખાં ઘણા ચતુર, તથા જે તે વખતે મદદ કરી શકે તેવા છે. વળી ઇંગ્લીશનું જ્ઞાન ઘણું ઉત્તમ છે. એટલે કંઇ હરકત નથી." આ બધીય વાતચીત મી. અકબરખાં સાંભળતા હતા. તે તો નીચેથી ઉંચે બીલકુલ જોતા નહતા. પરંતુ જ્યારે મી. બીહારીલાલે, પોતાની પ્રશંસા કરી એટલે જ ટટાર થયા. પછી હુકમ પ્રમાણે કામ કરવા માટે પાસેના કબાટમાંથી રજીષ્ટર લઇને બેઠા. તેમાંથી જે કેસો મી. બીહારીલાલે લીધેલા તેની તથા તેમાંથી કેટલા અંદર સફળતા મેળવી, તેની નોંધ આરોપીના નામ સાથે કરવા માંડી. અને ઝપાટા બંધ પૂરી કરી મી. બીહારીલાલના હાથમાં મૂકી. આ યાદી મે. વેડસન સાહેબે જોઇ, તેમાં સુવાચ્ય અક્ષરો હોવાથી મી. અકબરખાં ઉપર નાલાયકીની શંકા હતી તે નષ્ટ થઇ. તદુપરાંત ' થેંક્યુ, થેંક્યું, મી. અકબરખાં. ઘણું સારૂં કામ કરો છો !' કહી શાબાશી આપી. મી. બીહારીલાલે વધુમાં ઉમેર્યું કેઃ " જી. તેઓને મેંજ પસંદ કરી રાખેલાછે એટલે તેમાં શી ન્યુનતા હોય !" બાદ યાદી ઉપરથી દરેક કેસની માહિતી મી. બીહારીલાલે અનુક્રમે આપવા માંડી. છેવટ જ્યારે

મહેરૂન્નિસાના ખૂનના આરોપી સંબંધી કાંઇ હકીકત આવેલી નહિ હોવાથી એકદમ મે. વેડસન સાહેબ બોલી ઉઠયા. “ અરે! હજુ સુધી ખૂનનો આરોપી કોણ ? અને ક્યાં છે ? તેનો પત્તો નથી પડયો કે શું ? માટેજ આરોપીનું નામ જણાતું નથી ! ” આ વાક્ય પુરૂ થતાં મી. બીહારીલાલ તુરત શરમીંદા થઇ ગયા. હવે શું જવાબ આપવો ! છેવટે લાચાર થઇ કહ્યું કે: “ ના સાહેબ, એ ખૂની બહુ જબરો છે! એક વખતે મને સુદ્ધાં ફસાવ્યો હતો, તથા કહેતો હતો કે: ‘આ કેસ તમે હાથમાં ના રાખશો. ને આગળ તજવીજ કરશો નહિ. છતાં કરશો તો મહેરૂન્નિસાના ખૂન જેવી તમારી વલે થશે ! ’ આવી ધમકી આપી હતી ! ” મે. વેડસન સાહેબ જરા શાંત થઇ બોલ્યા કે: “ ઠીક, એ કેસ સંબંધીની આજ સુધીની તમામ હકીકત મને સમજાવો! તથા તમે શું શું પગલાં લીધાં ! તે પણ કહો !:’ આ હુકમ થયા પ્રમાણે મી. બીહારીલાલે મહેરૂન્નિસાના ખૂનના તપાસ સંબંધી શું શું તજવીજ કરેલી છે, તેની નોંધપોથી ઉપરથી તમામ હકીકત સમજાવી દીધી. મે. વેડસન સાહેબે ખૂનીનો લખેલો કાગળ વાંચીને, તેમજ મી. બીહારીલાલને કેવી રીતે ફસાવ્યા હતા; તથા તે વખતે વગર ઇજાએ પરત જવા દીધા હતા, વિગેરે હકીકતથી ઘણાજ આશ્ચર્ય ચકીત થઇ બોલ્યા કે: ખરેખર ! ખૂની પણ કોઇ બહાદુર ડિટેકટીવની ગરજ સારે છે. વળી ખુલ્લી રીતે મુંબાઇ શહેરમા હજી ફરે છે! આ વાતોમાં મી. અકબરખાં પણ દ્રઢતા લાવી ટાપસી પૂરી કહેવા લાગ્યા કે: “ હા સાહેબ. મી. બીહારીલાલ ભાઇ તથા હું ઘણી તપાસ કરીએ છીએ પરંતુ અત્યાર સુધી કાંઇ પણ બાતમી યા ખૂનીનો પત્તો પડયો નથી. તેમ છતાં અમે કાંઇ એથી ના ઉમેદ નથી ! ગમે તેમ કરી ખૂનીને પકડીશુંજ.”

આ પ્રમાણે ત્રિપુટી વાતો કરે છે એટલામાં એક પટાવાળો ઑફીસમાં આવ્યો. તેના હાથમાં એક કાગળ હતો. પટાવાળાના દેખાવ ઉપરથી ઓળખી મે. વેડસન સાહેબ બોલ્યા કે: “બંગલા ઉપર

પહેરો છતાં તું અહીં કેમ આવ્યો !” પટાવાળાએ વિનયપુર્વક જણાવ્યું કે: “ કાંઈ નાહિ સાહબ એતો આપલા હી કાગદ કોની મનુષ્યાંની આપલા કડુન લૌકર પહોંચલે પાહિજે અસા સાંગુન હી કાગદ માલા દિલા. મગ આપણુ ઇથે આલ્યા અસુન મીં પહરાવર દુસરાલા ઠેવુન હી કાગદ ઘેઉન આલો આહે ” આ પ્રમાણે પટાવાળાએ પોતાની માતૃ ભાષામાં જવાબ દીધો. બાદ તેણે પોતાના હાથમાંનો કાગળ ( બીડેલું કવર ) ટેબલ ઉપર મૂક્યો. તે મે. વેડસન સાહેબે હાથમાં લઈને ફોડી, અંદરનો પત્ર વાંચવા લાગ્યા. જેમ જેમ કાગળ વાંચતા જાય તેમ તેમ કપાળ ઉપર કરચલીયોનાં ચિન્હ પડતાં તે ઉપરથી મી. બીહારીલાલે જાણ્યું કે તે અગત્યની બાબત હોવી જોઇએ. પરંતુ શું હશે! તે માટે અધિરા થવા લાગ્યા. પ્રિય વાંચક ! તું પણ અધિરો થયો હોઇશ ? જેથી તારી ઉમેદ પુરી કર ? લે વાંચી જા પત્રનો મજકુર નીચે પ્રમાણે છે:—

મે. વેડસન સા. ની સેવામાં તા. મુંબાઇ.

મહેરૂન્નિસાના ખુનીની સલામ વાંચશો. ફક્ત તસ્દી આપું છું કે, આપે મ્હને શોધવાને માટે મી. બીહારીલાલને કેસ સોંપ્યો છે પણ તેઓની શું સ્થિતિ થઇ હતી વિગેરે હકીકત આપ આજે મી. બીહારીલાલને મળવા જવાનાં છો તે વખતે રૂબરૂ તેઓના મોઢાથી સાંભળશો. આપ નવાઇ પામશો કે આજે તમે મળવા જવાના છો એની બાતમી મને શી રીતે મળી હશે ! પણ તેનો ખુલાસો એજ કે જેવી રીતે મી. બીહારીલાલ મારી તપાસમાં છે તેવી રીતે હું પણ તેમની તપાસમાં છું. “ આપ બંગલેથી નીકળી ગયા છો એમ જાણી આપના સીપાઇને આ પત્ર આપ્યો છે. કારણ કે આપને તે પત્ર ” “ હાથોહાથમળે એજ ઉમેદ હતી. તે પ્રમાણે હવે મળ્યો હશેજ.” “પત્ર મોકલવાનું કારણ માત્ર એટલું જ કે આ કેસની ” “ આગળ તજવીજ નહિં કરવા, જેવી

રીતે મી. બીહારીલાલને " મેં રૂબરૂ સૂચના આપી છે તેવીજ રીતે આપને આ પત્રદ્વારા " વિનંતી કરૂં છું કેઃ આ કેસની માંડવાળ કરી નાખશો તો "ઠીક ! નહિ તો આગળ ઉપર ભયંકર પ્રસંગ મારી ઉપર" "અગર તો આપના તાબાના મી. બીહારીલાલ ઉપર આવશે ! ઉમેદ છે કે તેવું તો નહિ જ બને.

' લી–" હું છું. "

ગજબ ! ગજબ ! આ ખૂની તો અજબ શકિત ધરાવનાર છે ! એમ સહસા શબ્દો મે. વેડસન સા. ના મુખમાંથી નીકળી પડયા. અને કહ્યું કેઃ "મી. બીહારીલાલ ! જરૂર આ ખૂનીને કોઈ અન્ય માણસોની સહાય છે. નહિ તો આટલું કર્તવ્ય કરી શકેજ નહિ. માટે આ કેસનો તપાસ કરી હવે ખૂનીનો વેળાસર પત્તો પાડી, જલદી જેમ બને તેમ નીકાલ કરી નાખવો જોઇએ ! ખૂની જેવો ધૈર્યવાન છે તેવોજ વિદ્વાન પણ છે એમ કાગળના શબ્દો ઉપરથી જણાય છે. જે વખત જાય છે તેમાં હવે તે બચવા સારૂ વધુ ઉપાયો યોજશે !" મી. બીહારીલાલે ગંભીરપણે જવાબ આપ્યો કેઃ "હાજી, એ ખરૂં ! પરંતુ આ બહાદુર ડિટેકટીવ ખૂનીને પોતાના પંઝામા ફસાવ્યા વગર રહેશે નહિ, એ પણ નક્કી છે." હવે આગળ શું તજવીજ કરવી તે સંબંધી મે. વેડસન સા. તથા મી. બીહારીલાલ વચ્ચે સલાહસંબંધી વાતચીત નીચે પ્રમાણે ચાલી.

મે. વેડસન સા—" હવે તમે કઇ યુક્તિ કરવા ધારો છો ? તે જણાવશો ?"

મી. બીહારી—" ( કંઇક યાદ આવ્યું હોય તેમ સ્વગત કહી પોતાના ઓવર કોટમાંથી લોહીનાં ટીપાંવાળું અંતરનું માપ કાઢી લાવ્યા. ) જુઓ સાહેબ ! આ, જે માપનું અંતર મૂકયું છે તે માપ બરાબર અઢી ફુટના અંતરનું છે તે ઉપરથી સમજાય છે કે આ ઇસમ ખૂનવાળી જગ્યાએથી જતે હશે ત્યારે તેનું એક પગલું આટલા અંતરે પડતું હશે. એ નિઃસંશય છે."

મે. વેડસન સા—"આવાં પગલાંનું અંતર ઘણા ઇસમોનું હોય તેથી તે ખૂની શોધવામાં શું ઉપયોગી થશે.?"

મી. બીહારી—"સાહેબ હજુ આ સંબંધી કહેવાનું છે. તે આપ સાંભળી લ્યો એટલે જણાશે. એક ડાઘવાળું ટીપું બીજા ડાઘવાળા ટીપા સામે સાધારણ રીતે સીધું નથી પડેલું; પણ ઘણા તીરકસમાં ગયેલું છે. જેથી તે ઉપરથી સમજાય છે કે આ લોહીનાં ટીપાં જે ઇસમથી પડયાં છે તે ઇસમ સાધારણ રીતે 'રાંટો, હોવો જોઇએ. તેમજ જે આ ટપકાં પડેલાં છે તે તેના અંગે પહેરેલું કપડું લોહીવાળું થયેલું હોવું જોઇએ તે તેના જોવામાં નહિ આવ્યાથી ઉતાવળો ચાલવાના કારણે તેવું બનેલું છે. આ પ્રમાણે મારૂં અનુમાન થયેલું છે.'

મે. વેડસન સા.—"ત્યારે એ 'રાંટા' માણસે જ ખૂન કરેલું છે? એમ તો સિદ્ધ થાય છે ખરૂં કે નહિ?"

મી. બીહારી—"નહિ સાહેબ, એવું તો અત્યારથી ચોક્કસ કહી શકાય નહિ. પણ ખૂન થયું તે ટાઇમે આ ઇસમ હાજર હોવો જોઇએ. એમાં શક નથી."

મે. વેડસન સા—"આગળ શું વિધિ કરવાની છે.?"

મી. બીહારી—"આવાં "રાંટા' માણસ જયાં જયાં મળી આવશે તે તમામ ઉપર જે તે ઠેકાણે નજર રાખવા પોલીસને છૂપી રીતે બાતમી આપી દઇશ. એટલે કોઇક વખતે પણ હાથ તળે આવી જશે. તેમ છતાં હું કંઇ આટલા જ આધાર ઉપર બેસી રહેવાનો નથી! કાંઇક નવીન યુક્તિઓ શોધ્યા કરીશ."

મે. વેડસનસા.—"આ કામમાં હવેથી હું પણ બનશે તેટલી હકીકત શોધીશ. મને પણ ખૂનીએ આમંત્રણ આજે મોકલ્યું છે એટલે તે સ્વીકારવું પડશે!"

ઉપરની ઘટના લક્ષ્યમાં લઈ અને તપાસણી કરવાની હતી તે કરી મે. વેડસનસા જવા માટે તૈયાર થયા. જતી વખતે એકાંતમાં

વાત કરવા મી. બીહારીલાલને ઇશારત કરી જેથી તેઓ સાહેબની પાછળ એકાંતમાં ગયા. અને વાત સાંભળી લીધી. બાદ મે. વેડસન સા. ઑફીસમાંથી નીચે ઉતરી પોતાની મોટરમાં બેસી ઝપાટાબંધ સ્વસ્થાને જવા ઉપડી ગયા. આ તરફ મી. બીહારીલાલ પોતાની જગ્યાએ આવીને બેઠા. આ સઘળી વાતચીત મી. અકબરખાં સાંભળી રહ્યા હતા. તેઓ તો સાહેબ સાથે કાંઇ બોલવાનો પ્રસંગ ના આવે તો ઠીક, એટલું જ ઇચ્છતા હતા. કારણ કાંઇને બદલે કાંઇ કહી દેવાય તો ઘર ભણી જવાનો પ્રસંગ આવે ! જેથી પોતાની અક્કલ મોઘમ રહે તો ઠીક, એમ ઇચ્છતા હતા. અત્યાર સુધી તેઓ સાહેબ સામે અદબ વાળી ઉભા રહ્યા હતા. અને એક સ્વપ્નની ઘટના માફક આંખથી જ સઘળું નીહાળી રહ્યા હતા. મી. બીહારીલાલે, સાહેબે જે વાત કહી તે મી. અકબરખાંના લાભની હોવાથી તેઓએ સૂચવી દીધી. કે “સાહેબે કહ્યું છે કે: મી. અકબરખાં જો આ કામમાં સારી મદદ કરશે તો હું તેમને સારા દરજ્જે મૂકીશ.” માટે તમે હવે આ કેસમાં પૂરતું ધ્યાન આપો. એમ મી. બીહારીલાલે કહ્યું. આવી સૂચના પોતાના લાભની જાણી મી. અકબરખાં ફુલાઇ ગયા અને કહેવા લાગ્યા કે: “સાહેબ. એ તો આ નોકરીમાં રહ્યો છું ત્યારથી જ મેં નિશ્ચય કર્યો છે કે દરેક કેસમાં પુરતું ધ્યાન આપી કામ કરવું જ જોઇએ. એમ પહેલાંથી હું સમજ્યો છું તે પ્રમાણે આ કેસમાં હવે મારી બહાદુરી જોજો !” મી. બીહારીલાલે રમુજ ખાતર મશ્કરીના રૂપમાં કહ્યું કે: “આપનામાં ફક્ત મીયાં-ભાઇની વાતો પ્રમાણે વાક્પટુતા સિવાય બીજું કાંઇ નથી ! એ તો હું ઠીક છું કે જેમ તેમ ચલાવી લઉં છું ! નાહક કોઇ ગરીબ માણસની રોજી ઉપર પગ મુકવા જેવું ના થાય, આ લાગણીથી તમારૂં નભ્યું જાય છે.” આવું લાગણીભર્યું વાક્ય સાંભળી મી. અકબરખાંએ એક કૃતજ્ઞતા બતાવનારો દૃષ્ટિપાત તેમના સામે કર્યો.

સાંજનો ટાઇમ હોવાથી બન્ને જણ ઓફીસમાંથી ઉઠયા અને પોત પોતાના મકાનમાં જઇ વાળું કરી લીધું. મી. અકબરખાં પથારીમાં

સુતા સુતા મે. વેડસન સાહેબની સૂચના યાદ લાવી ભવિષ્યના તરંગો કરી પોતાના માટે ઉચ્ચ અભિલાષાઓ બાંધી આનંદ પામતા પામતા નિદ્રાધીન થઇ ગયા. મી. બીહારીલાલને તો આજે ઠપકો ખાવો પડયો છે તે કારણે શોક ગ્રસ્ત થઇ નિદ્રાને વિસારી દઈ કેસના જ વિચારોમાં ગુંથાયા છે. આ પ્રમાણે બન્ને ડિટેકટીવોને રાત્રે જુદા જુદા વિચારો થયા તેનું કારણ ફક્ત એજ કે, એકમાં કાર્યદક્ષતા વધુ અને બીજામાં તે કમી. માટેજ તેવી સ્થિતિ થયેલી છે.



## પ્રકરણ ૯ મું



### વિચિત્ર ઘટના !

મનુષ્યની સાધારણ પ્રકૃતિ, દરેક કાર્ય જાણે પોતેજ કરવા સમર્થ હોય તેમ ધારણા બાંધે છે ! અને કદાચ સફળતા પામે તો પોતેજ કર્યું ! એમ જણાવે છે. જ્યારે કોઇ વિઘ્નો નડી તેમાં નિષ્ફળ જાય છે ત્યારે પ્રભુએ બગાડયું એમ મોંઢામાંથી શબ્દોચ્ચાર કરે છે ! આ કેવી દુષ્ટતા ! તમામ ધારવું ભૂલ ભરેલું છે. કારણ કે દરેક કાર્ય થાય છે તેમાં પ્રભુનો જ ' પ્રભાવ ' સમાયલો છે, એ ભૂલવું જોઇએ નહિ. મી. બીહારીલાલે કેટલાક કેસોમાં જીત મેળવવાથી જરા અભિમાનનો અંકુર તેમનામાં ફુટેલો હતો, જેથી આ કેસ પણ તેમને સાધારણ લાગતો હતો. આખરે દરેક પ્રસંગે હારવા માંડયા, ત્યારે જ વિધિનો વાંક કાઢી નિરાશામય શબ્દોથી બોલ્યા કેઃ ' વિધિ ' (પ્રભુ) ના હાથમાં દરેક કાર્યની લગામ છે ! તે કરે તે ખરૂં ! મે. વેડસન સા. તપાસણી કરી ગયા પછી બીજે દિવસે બપોરના બે વાગે એક વાત યાદ આવવાથી ટેલીફોન આગળ જઇ ઘંટડી વગાડી. તેવોજ પ્રત્યુત્તરમાં ટકોરો વાગવો શરૂ થયો. એટલે કાંઇ વાત કરવા લાગ્યા. આ વાત બીજી કંઇ નહિ

પરંતુ પોલીસ હેડઓફીસરને, દરેક થાણામાં તથા દરેક પોલીસને છૂપી રીતે ' રાંટા ' માણસો ઉપર દેખરેખ રાખવા ચેતવણી આ આપી. વિધિ થઇ રહ્યા બાદ પોતાના ચાલુ કામે વળગ્યા. ઓફીસ ટાઇમ પૂરો થયા પછી સાધારણ હવા ખાવાના બ્હાને બહાર ફરવા નીકળ્યા. અને સાંજે સાત વાગે પરત આવ્યા. રાત્રે વાળુ કર્યા પછી એકાએક વિચાર આવાથી પોતાના આખા શરીરે તદ્દન કાળા રંગનો દરવેશ પહેરી લીધો. અજાણ્યા માણસને આ વખતે મી. બીહારીલાલનું સ્વરૂપ જુએ તો ભયંકર લાગ્યા વિના રહે નહિ. કોટના ખિસ્સામાં એક રિવોલ્વર છૂપાવી દીધી તથા હાથમાં એક જાડી લાઠી (પણ ફેશનના સ્વરૂપની) લીધી. પછી ધીમે રહી આજુબાજુ નજર કરી, બહાર ચાલવા માટે તૈયારી કરી. ક્યાં જાય છે ! તેની ખબર પ્રિય વાંચક ! મને પણ નથી. પરંતુ આપણે તેમની પાછળ પાછળ જઇએ એટલે જાણીશું.

જ્યારે તેઓ જાહેર રસ્તા ઉપર આવ્યા ત્યારે વળી પાછી ચોગરદમ નજર ફેરવી. પણ કંઇ જણાયું નહિ, જેથી ચાલવા લાગ્યા. રાત્રિએ અંધકાર હોવાથી લાઇટનો પ્રકાશ હતો. મુંબઇ જેવી વિદ્યુત-મય નગરી એટલે અંધકારનો નાશ હોય, તેમાં નવાઇ પણ શી ! લાઇટના કારણે લોકોના જવા આવવાનો સમય રસ્તા ઉપર રાત્રિના બાર વાગતા સુધી હમેશનો દેખાતો હતો. કોઇ ઠેકાણે ચકરી ખાઇ અંદર જવાનું હોય તો, તેટલાજ પૂરતો અંધકાર રહેતો હતો. કુદરતનો નિયમ છે કે મનુષ્ય જ્યારે લાઇટવાળી જગ્યાએથી અંધકારના સ્થળે આવે તો ત્યાં કંઇ પણ વસ્તુ એકદમ માલુમ પડે નહિ.

હવે મી. બીહારીલાલભાઇ ઝપાટાબંધ કેટલીક ગલીઓ વટાવી આગળ ચાલવા લાગ્યા. એટલે જાહેર રસ્તા ઉપરથી દૂર નીકળી ગયા. હરપળે પાછળ નજર પણ ચાલતી વખતે કરવા તે ચૂકતા નથી. જેમ કંઇ શંકા પડી હોય તેમ દરેક મીનીટે જુએ છે. આખરે તેમની શંકા ખરી પડી. કેટલીક વખત આમ જોતાં જોતાં એક વખત પાછું ફરી જોવા જાય છે

એટલે તેમનાથી લગભગ સો કદમને છેટે એક ‘ કાળી મૂર્તિ ’ ઝપાટાબંધ ચાલી આવે છે, એમ જણાયું. આથી તેઓ ત્યાંજ સ્થિર થઇ એક બાજુએ છૂપાઇ ઉભા રહ્યા. આવનાર ‘ આકૃતિ ’ પણ એક છૂપી ગલીએ થઇ વિદાય થવા માંડી. તે જોતાં મી. બીહારીલાલને વ્હેમ પડવાથી જતા બંધ થઇ તુરત તેની પાછળ જ ચાલ્યા. જે ગલીમાં પેલી ‘ આકૃતિ ’ ગઇ તે ગલીમાં જવા લાગ્યા. એમ ચાલતાં ચાલતાં કેટલાક અંતરે નીકળી ગયા પણ તેનો પત્તો પડયો નહિ. એટલે સ્થિર ત્યાંજ થઇ ઉભા રહ્યા, ને વિચારમાં ગુંથાયા કે અરે ! એ ‘ મૂર્તિ’ની પાછળ તુરતજ હું આવ્યો પરંતુ કયાંઇ મળી નહિ ! તેનું કારણ શું ! કોને પૂછવું ! પૂછું તો જવાબ શી રીતે આપે ! વળી કોઇ મનુષ્યનો અવરજવર પણ વધુ, આ સ્થળે હોય એમ જણાતું નથી ! એવા વિચારો કરે છે એટલામાં કાંઇ અવાજ આવી કાને અથડાયો. તે તરફ લક્ષ્ય આપી સાંભળવા માંડયું, તો કાંઈ લાકડીઓ અફળાતી હોય તેવો અવાજ માલુમ પડયો. મી. બીહારીલાલ ઝપાટાબંધ ચાલી જ્યાં આગળ એ પ્રસંગ બનતો હતો ત્યાં જઇ પહોંચ્યા. તે જગ્યાએ સામે આવેલા મકાનના ઉપલા ભાગમાં લાઇટ હતી. તેની મદદથી દરેક મનુષ્યની આકૃતિ સ્પષ્ટ રીતે દેખાતી હતી. તેમાં પેલી ‘ કાળી મૂર્તિ ’ પણ એક આરામચૅર ઉપર પડેલી હતી. તેને જોતાંજ ઝપાટાબંધ મી. બીહારીલાલ મકાનના દ્વાર આગળ આવી ઉપર જવાના દાદર ઉપર ચઢી ગયા. પછી એકદમ દિવાનખાનાનો આગલો ભાગ હતો ત્યાં સાહસ કરીને પહોંચી ગયા તે સાથે ત્યાંની લાઇટ પણ તત્કાળ બુઝાઇ ગઇ. લાઇટ વિજળીના પાવરની એટલે જ્યારે બંધ કરવી હોય ત્યારે તુરત થઇ શકે તેમ હતું. લાઇટ બંધ થતાં મકાનના તમામ ભાગમાં અંધકાર પ્રસરી ગયો. મી. બીહારીલાલ હવે ગભરાયા ને બહાર નીકળી જવું વ્યાજબી જણાયાથી જે દાદરથી આવેલા તેજ દાદરે આવ્યા. ત્યારે દાદર પણ બંધ થઇ ગયેલો જણાયો. હવે કયા રસ્તેથી બહાર જવું તે કંઇ સુઝયું નહિ. પોતે કેદી તરીકે સપડાયા હોય એમ લાગ્યું.

હવે પોતાના સંરક્ષણના ઉપાય માટે ખિસ્સામાંથી રિવોલ્વર બહાર કાઢી હાથમાં લઇ એક સ્થળે શાંત થઇ ઉભા રહ્યા. અંધકારમાં પણ માણસો દોડાદોડ કરતાં હોય તેમ જણાયું. ક્યાંથી આવે છે ને ક્યાં જાય છે! તે સ્પષ્ટ દેખાતું નથી. પરંતુ તે ઉપરના જ ભાગમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતાં હોય એમ અનુમાન થતું હતું. થોડીવારે દોડાદોડ પણ બંધ થઇ ગઇ! આ સમયે એક 'વિચિત્ર મૂર્તિ' ધીમે ધીમે મી. બીહારીલાલના સામી આવતી હોય એમ દેખાયું. બીકના કારણે એકદમ મોટેથી બૂમ પાડી આવનાર 'મૂર્તિને' સાવચેતી આપી કહ્યું કેઃ–"સબૂર! એટલે જ રહે! નહિ તો મોત છે. મારી પાસે આવનાર તું કોણ છે, તે સ્પષ્ટ કહે?" આવનાર 'મૂર્તિ' એ ભયંકર અટ્ટહાસ્ય કર્યું. અને ખડખડાટ હસવા લાગી. આથી મી. બીહારીલાલના અંતઃ-કરણમાં ભયનો સંચાર વધુ થયો. એટલે જરા વધુ દમામથી પ્રશ્ન કર્યો કેઃ—

મી. બીહારી—"હું કોણ છું તે તું ઓળખે છે? મને આવી રીતે સપડાવાનું શું પ્રયોજન છે?"

મૂર્તિ—"હા, તમને ઓળખું છું"

મી. બીહારી—"તો પછી અહીંથી લાઇટ કેમ બંધ કરી?"

મૂર્તિ—"સાહેબ! તમને ઓળખીને જ બંધ કરી. નહિ તો અત્યારે તમે વગર નોતરેલા મેમાન! રહી શક્યા ન હોત."

મી. બીહારી—"શું મને મેમાન તરીકેની સ્થિતિમાં રાખ્યો છે? શું આ તારા શબ્દો મશ્કરી રૂપના છે?"

મૂર્તિ—"ભલે સાહેબ, એમ મશ્કરી સમજો. હવે એ વાત જવા દો. તમે અત્યારે ક્યાં જતા હતા?"

મી. બીહારી—"તેનું તારે શું કામ છે? હું ગમે ત્યાં જાઉં તેમાં તારો શો સંબંધ છે?"

મૂર્તિ—પરંતુ તમારે કહેવું પડશે! એમાં ચાલશે નહિ! પછી મારો સંબંધ શું છે તે જણાવીશ?"

મી. બીહારી—"તું લાઇટ કર ? પછી ખુલાસાવાર કહું છું."

મૂર્તિ—"વાહ સાહેબ ! એકલા તમે જ સમજો છો અને હું અજ્ઞાન છું કેમ ?"

મી. બીહારી—"લે ત્યારે કહું છું. મારા એક દોસ્તને અત્યારે કામ પ્રસંગે મળવા જતો હતો."

મૂર્તિ—"ખોટું ! તદ્દન ખોટું ! હું બધુંય જાણું છું. પણ તમારે મોઢેથી સત્ય હકીકત કઢાવવા જ પ્રશ્ન કર્યો છે. સાંભળો તમે ચર્નિ-રોડ ઉપર મી. સરદારખાંના મકાન તરફ જવા તૈયારી કરી હતી કે નહિ ?"

મી. બીહારી—"હા, તેમ હશે. તોપણ તારે શું ? કોઇક પ્રસંગે જતો હઇશ. રસ્તે જતાં આવી રીતે તારે મને ભૂલાવવામાં નાંખવાનું શું કારણ ?"

મૂર્તિ—"ત્યાં શા માટે જતા હતા ? તે હવે ચોક્કસ કહો ?"

મી. બીહારી—"તારો પ્રશ્ન વિચિત્ર લાગે છે ? તું શું કહેવા માગે છે ?"

મૂર્તિ—"એજ ! મહેરૂન્નિસાના ખૂનની તપાસ બદલ તમારી તૈયારીઓ ચાલે છે તેની કંઇ બાતમી મેળવવા જતા હતા, ખરૂં કે નહિ ?"

મી. બીહારી—"હા, ખરી વાત છે. તેમાં વાટે જતાં તું શા માટે નાહક ખોટી કરે છે ! તેનું પરિણામ તારે ભોગવવું પડશે !"

મૂર્તિ—"શું પરિણામ ? મને શાસન કરનાર કોઈ સમર્થ નથી. કોણ છું તે પણ તમે જાણતા નથી ખરા કે ?"

મી. બીહારી—"તને ઓળખીને મારે શું કામ છે ?"

મૂર્તિ—"મને ઓળખશો એટલે તમારૂં કામ તે વખતે ફતેહ થયું એમ સમજજો."

મી. બીહારી—"વારૂ ! હવે તારૂં છેવટનું શું કહેવું છે ?"

મૂર્તિ—" ફક્ત એટલું જ કે–તમને દરેક વખતે મેં ચેતવણી આપી ! મારા પંઝામાંથી આવેલા જવા દીધા છે. અને કહ્યું હતું કે આ કેસ તમો બીલકુલ હાથમાંથી છોડી દો. છતાં તેમ નહિ કરતાં ઉલટ વધુ તપાસ મેળવી ખૂનીને શોધવા ફરો છો તે બરાબર નથી. તેનું પરિણામ જ્યારે ત્યારે ખરાબ આવશે એમ સમજજો ? આજ મ્હારૂં છેવટનું કહેવું છે ? "

મી. બીહારી—" ત્યારે શું? તું જ ખૂની છે ?"

મૂર્તિ—" હા. હુંજ ખૂની છું ? "

મી. બીહારી—" ત્યારે હવે મારા હાથમાંથી તું છટકીશ નહિ ? અહીંજ તારૂં મોત થયું સમજજે ?" આટલું કહી મી. બીહારીલાલે પોતાની રિવોલ્વર બરાબર અંધકારમાં પેલી મૂર્તિના સામી તાકીને ફોડી. તેનો અવાજ થતા પહેલાં તો ખૂની ત્યાંથી "હવે સવાર સુધી મેમાન રહેજો ?" એમ કહી ગુમ થઇ ગયો. અવાજ ખાલી ગયો એટલે વધુ ગભરાયા. ફરીથી રિવોલ્વર પાછી તૈયાર કરી અને સતેજ થઇ ઉભા રહ્યા. પરંતુ અંધકાર વિના બીજું કંઇ દ્રષ્ય પડતું નથી. રાત્રિના બરાબર ત્રણ વાગે પાછી લાઇટ આખા મકાનમાં થઇ; એટલે મકાનની અપૂર્વ શોભા જોઇ. મી. બીહારીલાલ દિંગમૂઢ થઇ ગયા કે–અરે આ મકાન કોનું હશે ? તથા ખૂનીને આ મકાનવાળા સાથે શો સંબંધ હશે ! આમ તર્ક વિતર્કો ઉઠાવે છે અને દરેક વસ્તુનું અવલોકન કરતા જાય છે. છેવટે જોતાં જોતાં એક ખુણામાં કોઇ એક વસ્તુ ઉપર નજર પડી. તે કોઇ મનુષ્યની આકૃતિ જેવું જણાયું એટલે પાસે જઇ ચોક્કસ જોયું તો એક સ્ત્રીને, હાથ પગ બાંધી ખીંટી સાથે દોરડું બાંધી લટકાવી છે.વળી મોંઢામાં ડુચો મારેલો છે. આ વિચિત્ર ઘટના જોતાં મી. બીહારીલાલે તેનો ડુચો મોંઢામાંથી બહાર કાઢી નાખ્યો. બાદ તે સ્ત્રીને પ્રશ્ન કર્યો કે: " તમે કોણ છો ? અને આવી સ્થિતિ કેમ થયેલી જોવામાં આવે છે ?" સ્ત્રીએ ધીમે સાદથી કહ્યું કે: " તમે

...કોણ...છો ? ક્યાંથી...આવ્યા ?" મી. બીહારીલાલે સ્પષ્ટ જણાવી દીધું કેઃ "હું છૂપી પોલીસનો માણસ, બીહારીલાલ છું. હવે તમે નિર્ભય છો. માટે દરેક હકીકત શાંત ચિત્તે મને સમજાવો!" આ પ્રમાણે પૂછ્યું છતાં જવાબ નહિ મળવાથી મી. બીહારીલાલે ધાર્યું કે, તેમ કરવા હાલ તે અશકત છે. જેથી તેઓએ તે સ્ત્રીના હાથ પગ છોડી નાખ્યા. અને ધીમે રહી હાથ ઝાલી પાસેની એક આરામચૅર ઉપર તેને બેસાડી. ત્યાં લગભગ અડધા કલાક તે સ્ત્રી અચેત પડી રહી, ત્યારે તેનામાં કંઇક નવીન ચેતન આવ્યું, બાદ પુનઃ મી. બીહારીલાલે પૂછવા માંડયું.

મી. બીહારી–"કેમ હવે શરીરે ઠીક છે ને!"

સ્ત્રી—"હા, આપની મદદથી તેવું જણાય છે."

મી. બીહારી—"ત્યારે કહો કે આ મકાનના માલીક તમો છો!"

સ્ત્રી—"જી, આ દાસીનું મકાન છે. અને હું એક વેશ્યા છું."

મી. બીહારી--"તો પછી હાલનો બનાવ શી રીતે બન્યો ? તેમજ લાકડીઓના ઝપાટા સંભળાતા હતા તે શા કારણે ? વળી લાઇટ પણ આખા મકાનમાં ઓચીંતી બંધ થઇ ગઇ! તે સાથે મકાનના દરવાજા સુદ્ધાં બંધ થયા તે શું ? આ તમામ હકીકત મને સ્પષ્ટ સમજાવો! તથા તમારૂં નામ શું છે?

સ્ત્રી—"સાંભળો સાહેબ. મારૂં નામ 'મીસ માલતી' છે. હું મુંબાઈ શહેરમાં એક પ્રખ્યાત ગુણિકા છું. જેથી મારા મોહ પાસમાં સપડાઇ હજારો માણસોએ પોતાની મિલ્કતની ખુવારી કરી છે. હમેશાં નવીન નવીન માણસો મારે ત્યાં પધારે છે. આ મકાન તેમજ તેની અંદર જે શોભાયમાન વસ્તુઓ નજરે જોવામાં આવે છે તે, મ્હારી અધમ કમાણીથીજ ખરીદાઇ છે. આજ રાત્રે ૯ વાગ્યાના સુમારે ત્રણ નવીન મુસલમાન સદ્‌ગૃહસ્થો આવેલા હતા. અને ગાન તાન વિગેરેની મઝા હું તેમને ચખાડતી હતી. તેવામાં એક કાળો ડ્રેસ પહેરી તદ્દન

'કાળ મૂર્તિ' જેવો માણુસ આવી પહોચ્યો. તેને જોતાંજ પેલા ત્રણે મુસલમાન સદ્દગૃહસ્થોએ વિનય બતાવી બેસવા જગ્યા આપી. પરંતુ તેણે તેમ નહિ કરતાં એક આરામ ચૅર ઉપર બહારના દિવાનખાનામાં બેઠો. પાંચ મીનીટ થઇ હશે એટલામાં તમામ માણુસો ઉઠી ઉભા થયા અને પરત જવાની તૈયારી કરી. એટલે મ્હેં મારો મુસાફીરો માગ્યો. તે ન આપતાં તેઓ કહેવા લાગ્યા કે: 'આજે અમારાં ખિસ્સાં ખાલી છે. કાલે આપીશું' પછી મ્હેં મારા નોકરને હાંક મારી બોલાવવા તૈયારી કરી કે પેલી 'કાળ મૂર્તિએ અંદર આવી પોતાના હાથમાંની લાકડી ખુરશીયો ઉપર પછાડી કહ્યું કે: 'ચૂપ રહે! હજી મારે સાંભળવાનું બાકી છે તે બાદ હું પૈસા આપીશ. કંઇ વાંધો નથી.' આથી મ્હેં તેના ઉપર વિશ્વાસ લાવી મારૂં ગાન આગળ ચલાવ્યું. વળી થોડી મીનીટ થઇ હશે એટલામાં તે 'કાળ મૂર્તિ'એ ફરી અંદર આવી વિજળીનું બટન દાબી લાઇટનો પ્રકાશ બંધ કરી દીધો. એથી સર્વત્ર ઠેકાણે અંધકાર પ્રસરી ગયો. પછી એક માણુસે મ્હને પોતાની લાકડીથી માર મારવા માંડયો તથા બીજાએ મોંઢાની અંદર કપડાનો ડુચો ઘાલ્યો. તમામ માણુસોએ ભેગા થઇ મારી સ્થિતિ આપે નજરે જોઇ હતી તે પ્રમાણે કરી નાખી. પછી ક્યાં ગયા ? ને શું થયું ! તેની ખબર મ્હને બીલકુલ નથી."

મી. બીહારીલાલ—"પછી એ ક્યાં થઇને ગયા તેની ખબર છે ?"

સ્ત્રી—"જી...ના. પરંતુ મારૂં એક ગુપ્તદ્વાર છે તે હું જ જાણું છું ! વખતે તે તેમના જાણવામાં આવ્યું હોય તો ત્યાંથી તેઓ નાસી જાય એ બનવા જોગ છે.

મી. બીહારી—"ઠીક ! તે ગુપ્તદ્વાર મને બતાવો !"

સ્ત્રી—"હા, સાહેબ ચાલો. ધીમે રહી હું તમને બતાવું તે માર્ગે મને લઈ ચાલો."

આમ કહી બન્ને જણ પાંચેક ડગલાં ગયા એટલે દિવાનખાનાના ભાગમાં એક દાદરની જગ્યા જેટલું ઢાંકણું માલુમ પડ્યું. ત્યાં આગળ ' મીસ માલતી, કહેવા લાગી કે: " જુઓ આ ઢાંકણું છે, ને તે સ્પ્રિંગ વાળુ છે. તેની ઉપર જોરથી ઉભા રહી ધક્કો મારવામાં આવે એટલે એકદમ નીચેના માળમાં એક રૂથી ભરેલા ગાદલામાં જઇ પડાય છે. બાદ ઢાંકણું આપોઆપ બંધ થઇ જાય છે." મી. બીહારીલાલ તો આ સઘળું જોઇ આભાજ બની ગયા. વળી પ્રશ્ન કર્યો કે: " ત્યારે આવેલા માણુસો આજ રસ્તેથી ગયા હશે કેમ ! મીસ માલતીએ ખુલાસો કર્યો કે:–" સાહેબ નીચે ગયા પછી તો, બારણાની અંદરની સાંકળ ઉઘાડી બહાર નીકળી જવાય તેમ છે " વળી મી. બીહારીલાલને કંઇ યાદ આવવાથી પૂછ્યું; " એ આવેલા માણસો પૈકી કોઈ સાધારણ, પગથી રાંટો ચાલતો હતો ? મીસ માલતીએ જવાબ આપ્યો કે: " હાજી તેવો એક માણસ હતો. પરંતુ મેં તેની સાથે બીલકુલ વાતચીત કરી નથી. તેમ મારે તેવી જરૂર પણ નહતી." આ છેલ્લો જવાબ મી. બીહારીલાલને મળ્યો, એટલામાં કોઈ માણસનો દાદર ઉપર ચઢવાનો પગરવ સંભળાયો. તે દાદર ઉઘાડીને ઉપર આવ્યો. તે વ્યક્તિને જોતાંજ મી. બીહારીલાલ બોલી ઉઠયા " અરે ! મી. આબાસખાં ! અત્યારે મોડી રાત્રે તમે અહીં ક્યાંથી આવ્યા !" આ બહાદુર ડિટેકટીવને જોતાંજ મી. આબાસખાં પણ સજ્જડ થઇ ગયા. સ્વગત્ બોલ્યા કે: ' ગુણિકાના મકાનમાં એકાએક ક્યાંથી ! આમ એક બીજાના મનમાં આશ્ચર્ય થતાં આખરે મી. આબાસખાંએ જણાવ્યું કે: " કંઇ નહિ. સહજ ! અહીંઆં મારો એક મેમાન આવ્યો છે કે કેમ! તેની શોધ કરવા સારૂ મારૂં અત્રે આવવું થયું છે " મી. બીહારીલાલે વિચારમાં પડી ફરી પ્રશ્ન કર્યો કે: " તમારો મેમાન કોણ ? ક્યાંનો રહીશ છે ! " આ પ્રશ્નથી મી. આબાસખાંએ જરા શાંતિથી જવાબ આપ્યો કે: " ક્યાંનો રહીશ છે તે તો હું જાણતો નથી. પણ મારે ત્યાં આજે મારી ઓળખાણ કાઢી મેમાન તરીકે આવેલો છે. તે પોતે અહીં આવવાનો હતો એમ તેણે જણાવેલું હતું જેથી અત્યાર સુધી મોડી રાત

થઇ ગયા છતાં તે મારા મકાન ઉપર નહિ આવવાથી હું તેની શોધ કરવા આ તરફ આવ્યો છું" મી. બીહારીલાલ આ જવાબથી ગુંચવણમાં પડયા. વળી કાંઇ યાદ આવવાથી પૂછ્યું; "તે તો અહીં છે નહિ! તમે શું કરશો!" આબાસખાંએ બે પરવાઇ બતાવી કહ્યું કેઃ "હવે મારે ત્યાં પરત જઇશ અને મકાન ઉપર આવ્યો હશે તો મળશે. બીજે કયાંઇ હું શોધવા જવાનો નથી!" મી. બીહારીલાલે 'વારૂ ઠીક! આપણે બન્ને જણ સાથે જઇએ છીએ માટે જરા ચોભો' એમ કહી, મીસ માલતીની સાથે સ્પ્રિંગ વાળા ઢાંકણા સંબંધી ખુલાસો કરી લીધો. વળી પોતે તેની ઉપર ઉભા રહી જોરથી પગ વડે ધક્કો માર્યો. ધક્કો મારતા બરોબર મી. બીહારીલાલ નીચેના રૂના ગાદલામાં જઇ પડયા. ત્યાંથી ઉઠી નીચેના ભાગની વ્યવસ્થા તપાસી લીધી. છેવટ કંઇ પણ જાણવા જેવું જણાયું નહિ. આ ટાઇમે એક માણસ બહારથી આવી તેમને સામો મળ્યો તેણે ખુલાસો પૂછતાં જણાવ્યું કે મીસ માલતીનો તે નોકર છે. અને કોઇ માણસની શોધમાં બહાર ગયો હતો. આ નોકરને મી. બીહારીલાલે કંઇ બાતમી મળશે એમ ધારી પૂછ્યું "તું ક્યાં ગયો હતો?" આ પ્રશ્નનો જવાબ આપતા પહેલાં નોકરે પણ દમામથી કહ્યું કેઃ "તું કોણ છે? અને આટલી મોડી રાત્રે મારા માલીકના મકાનમાં કેમ ફરે છે? તું પણ પેલા બદમાસ માણસો પૈકીનો હોય એમ જણાય છે?" મી. બીહારીલાલે ટુંકો ટચ જવાબ આપી દીધો કેઃ "તું ઉપર ચાલ. ત્યાં મારૂં ઓળખાણ મીસ માલતી તને આપશે." પછી બેઉ જણ ઉપર આવી જ્યાં મીસ માલતી તથા આબાસખાં બેઠા છે ત્યાં પાસે આવી ને બેઠા. મીસ માલતીએ મી. બીહારીલાલની અને મી. આબાસખાંની ઓળખાણ પોતાના નોકરને કરાવી. બાદ પૂછ્યું કેઃ "તું અત્યાર સુધી ક્યાં હતો? મેં તને હાંક મારી પરંતુ તું ઉપર આવ્યો કેમ નહિ? તેનું કારણ શું?" નોકરે નમ્રતાથી જવાબ આપ્યો; "આપે હાંક મારી એટલે હું ઉપર આવતો હતો.

પણ તેટલામાં અંધકાર થઇ ગયો અને એક માણસે દાદર ઉપરથી મને નીચે પટકી, મોંઢામાં ડુચો મારી નીચેના ભાગમાં એક ખૂણામાં હાથપગ બાંધી નાખી મુકયો. વળી બીજા બે માણસો આવ્યા તેઓ સાંકળ ઉઘાડી બહાર નીકળી ગયા. ઉતરતી વખતે તેમણે દાદર પણ બંધ કરી દીધો હતો. થોડી વાર પછી એક ' કાળ મૂર્તિ ' જેવી આકૃતિ આ સ્પ્રિંગ દ્વારા નીચે આવી ને પડી. અને ઉઠી ચાલતી હતી, પરંતુ મને બાંધેલો જોયો તેથી જોવા સારૂ મારી પાસે થોડી વાર ઉભી રહી. ત્યારે મેં જાણ્યું કે તે કોઇ પુરૂષ હશે. તે માણસને મને બાંધેલો છે એમ ખાત્રી થયા પછી ઉઘાડા બારણેથી તે બહાર જતો રહ્યો. પછી મેં મહા મુશ્કેલીથી મારા હાથ પગ છોડવા માંડયા. પા કલાકે મારૂં કાર્ય પૂર્ણ થયું અને હાથવતી મોંઢામાંથી ડુચો બહાર કાઢી નાખ્યો. એ પ્રમાણે હું છૂટો થવાથી મારા શરીરમાં નવીન તાકાત આવી. અને તુરત એક જાડી લાઠી લઇ હું પેલા બદમાસોની પાછળ જવા તૈયાર થયો. ત્યારે મને અંધકારની વાત યાદ આવતાં નીચેના બટનથી મકાનમાં લાઇટ કરી. પછી બહાર જઇ બદમાસોની પૂઠ પકડવા દોડયો. કેટલાક અંતર સુધી જઇ આવ્યો. મકાનમાં આવતાં મી. બીહારીલાલ સાહેબ મળ્યા; અને અમે બેઉ આપની પાસે આવ્યા આ પ્રમાણે સર્વ બીના બનેલી છે." મી. બીહારીલાલ આજની આ વિચિત્ર ઘટનાથી ઘણા વિસ્મય થયા. વળી તેમને મી. આબાસખાંની સાથે તેઓના મકાને જવા વિચાર કર્યો એટલે મી. આબાસખાંએ સુદ્ધાં તૈયારી કરી. મી. બીહારીલાલે આ સર્વ હકીકત નોંધપોથીમાં ટાંકી લીધા પછી મી. આબાસખાંની સાથેજ તેમની વિકટોરીયામાં બેઠા. વિકટોરીયા ઝપાટાબંધ રસ્તો કાપવા લાગી. અને થોડાજ ટાઇમમાં મી. આબાસખાંના મકાને આવી તે ઉભી રહી. તેમાંથી બન્ને જણ નીચે ઉતરી અંદર ગયા. ત્યાં મી. આબાસખાંનો નોકર સામો મળ્યો. તેને મી. આબાસખાંએ પૂછ્યું કે:–" આપણે ત્યાં મેમાન જે આવેલ છે તે આવ્યા કે નહિ ?" નોકરે કહ્યું; " હાજી, તે હમણાંજ પોતાની હેન્ડ

બૅગ લઇ સ્ટેશને ઉપડી ગયા છે અને કહેતા ગયા છે કે, મી. આબા-સખાંને કહેજો કે હું મારૂં જરૂરી કામ હોવાનું યાદ આવવાથી હાલજ ગયો છું. તેમના ગયે લગભગ પા કલાક થયો હશે ! "

આ સમયે મી. બીહારીલાલે પોતાના ખિસ્સામાંથી વૉચ બહાર બહાર કાઢી જોયું તો બરોબર ચાર વાગ્યા હતા. અને તે જ ટાઇમે મુંબાઇથી ગુજરાત મેલ ઉપડવાનો ટાઇમ હતો; એટલે હવે તે પણ ઉપડી ગયો. જેથી આ માણસને હાલ શોધવાની મહેનત વ્યર્થ છે. એમ સમજી મી. આબાસખાંને પ્રશ્ન કર્યો કે: " તમને એ ઇસમે ક્યાંનો રહીશ હતો. એમ કહ્યું છે ? મી.આબાસખાંએ ડોકી ધુણાવી કહ્યું કે: " હા, પોતે દાહોદ તરફનો હોવાનું જણાવતો હતો. તથા નામે 'મદ-મદખાન' જણાવ્યું હતું." મી. બીહારીલાલે વળી અધીરાઇથી ખાત્રી કરવા પૂછ્યું કે: "તમારે ત્યાં કોના ઓળખાણથી ને ક્યારે આવેલો ?" મી. આબાસખા એ જવાબમાં કહ્યું કે: " મારે ત્યાં ફક્ત ગઇ કાલે જ, સુરતવાળા સરદાર જાફરઅલીનું સગપણ હોવાનું બતાવી મુકામ કર્યો હતો." આ જવાબની હકીકત પણ, મી. બીહારીલાલે નોંધી લીધી અને પોતાના મકાને જવા ઉપડી ગયા. જ્યારે મકાને આવ્યા ત્યારે બરાબર સાડા ચાર થયા હતા. આખી રાત્રિનો સખ્ત ઉજાગરો હોવા છતાં નિદ્રાદેવીએ તેમની ઉપર કૃપા કરી નહિ. સવારે દંતધાવન વિગેરે વિધિથી પરવારી ચા પી લીધી અને પોતાની ઑફીસમાં આવી બેઠા. ગત રાત્રિના બનાવે તો તેમનું મગજ ચગડોળે ચઢાવ્યું. તરંગો ઉપર તરંગોના પ્રવાહ વહન કરવા લાગ્યા. આ શું! હું ક્યાં જવા ધારતો હતો! અને ક્યાં સપડાઇ ગયો ? ખૂની અનાયાસે કેવી રીતે મળ્યો ! તથા કેવી રીતે છટકી ગયો ! વળી આબાસખાંનું ત્યાં મોડી રાત્રે આવવું શું! તેમ તેનો મેમાન કોણ હશે? મીસ માલતીને ત્યાં એને જવાનું કારણ શું! ખરેખર 'રાંટો માણસ', આ શીદુરી ટોળીમાં હતો જેથી તે પણ આ કારસ્થાનમાં નક્કી સામેલ હોવો

જોઇએ ! આબાસખાં પણ આ કેસના કામમાં સામેલ હોય તો કેમ ના કહેવાય ! અગર તો તેને માહિતી તમામ હોવી જાઇએ ! છતાં તે છુપાવે કેમ ! આ બધું શી રીતે સમજાય. !

સર્વ પ્રભુનો ખેલ છે જેથી તે કરે તે ખરૂં ! છેવટ આજ વાક્યે, મી. બીહારીલાલના મગજમાં સ્થાન લીધું



## પ્રકરણ ૧૦ મું

---

### મહમદ ખાનની પૂઠે !

મી. બીહારીલાલ પોતાનું ચાલુ કામકાજ કરે છે. પરંતુ તેમાં જોઇએ તેવું લક્ષ્ય ચોંટતું નથી. તેઓને મહેરૂન્નિસાના ખૂનના કેસની માનસિક વ્યથા થઇ છે. કોઇ કોઇ વખતે વિચારે છે ' કે આ કેસનો ખુની ઘણો પેચદાર, તથા વિદ્વાન અને નિડર છે. એટલે હવે બહુ ચુંથવામાં જીવને જોખમ છે ? બીજી જ પળે તેથી ઉલટ વિચાર આવે છે કે, એક વખત પોતે લીધેલા કેસનો કંઇ પણ નિકાલ નહિ આણતાં મૂકી દેવામાં આવે તો સરકાર તેમજ પ્રજામાં પોતાની હાંસી થઇ લજ્જાસ્પદ કહેવાય. ' આ તર્કોનો છેવટે દૃઢતાપૂર્વક નિર્ણય કર્યો કેઃ હવે આ દેહ એજ ખુનીને અર્પણ થાય તોપણ ડરવું નહિ; પછી કેસના કાગળો વાંચવા માંડયા. એક પછી એક ફેરવી તમામનું અવલોકન કર્યું. કંઇક વિચાર આવ્યો તેથી પોતાના ખિસ્સામાંથી વૉચ કાઢ્યું. તેમાં બરોબર દશ વાગવાનો સુમાર થયો હતો. પોતાના પટાવાળાને હાંક મારી એટલે "જી" સાહેબ કરી, પટાવાળો અંદર આ-

બ્યો. સલામ કરી બાજુ ઉપર સામો ઉભો રહ્યો. તેના આવતા બરોબર મી. બીહારીલાલે પ્રશ્ન કર્યો કે: " મારી સાથે તારે બહાર મુસાફરીમાં આવવું છે? તેણે જવાબમાં ' હા ' કહ્યું. પછી મી. બીહારીલાલે ઑર્ડર કર્યો કે: " મુસાફરીમાં લઇ જવા માટે ટ્રંકની પેટીમાં જરૂરી સરસામાન મૂકી તૈયાર કર! " આવો હુકમ કર્યા બાદ મી. બીહારીલાલે પોતાના ઉપરી અધિકારી મે. વેડસન સા. ઉપર એક કાગળ લખી કાઢ્યો. " હું બહાર ગામની મુસાફરીએ જાઉં છું. જેથી ક્યારે આવીશ તેની રાહ આપ જોતા નહિં" એ મતલબનો પત્ર લખી પોષ્ટમાં નાખવા સીપાઇને આપ્યો. જમવા માટે ઉતાવળ કરાવેલી, જેથી તેમને જમી લીધું અને બરાબર સવારના સાડા દશે મુસાફરીના ડ્રેશમાં સજ્જ થઇ ઑફીસમાં હાજર થયા. મી. અકબ્બરખાંને બોલાવવા માટે સીપાઇ મોકલ્યો. મી. અકબરખાં ત્યાં આગળ હાજર થયા. ત્યારપછી મી. બીહારીલાલે મી. અકબ્બરખાંને કેટલીક જરૂરી ઑફીસને લગતી સૂચના આપી દીધી. હવે પોતાની મુસાફરીની ટ્રંક લાવવા સીપાઇને કહ્યું. તથા બીજા સીપાઇને ભાડાની વિકટોરીયા ચર્ચગેટ સ્ટેશન સુધીની કહી લાવવા સૂચવ્યું. બન્ને સીપાઇઓએ હુકમ પ્રમાણે અમલ કરી મી. બીહારીલાલ પાસે રજુ કરી દીધી. મી. બીહારીલાલ પોતાના સીપાઇ સાથે ટ્રંક સહ વિકટોરીયામાં બેઠા, વિકટોરીયાવાળાને ઘોડાને પૂર વેગથી દોડાવવા કહી દીધું. જ્યાં આ મુજબ મી. બીહારીલાલે સૂચના કરી કે, ઘોડાને એક ચાબુક ગાડીવાને લગાવી દીધો. ઘોડો પાણીદાર હતો, જેથી બીજી ચાબુકની જરૂર તેને નહતી. તે સપાટાબંધ રાહમાં ગયો. થોડીવારમાં જ મી. બીહારીલાલભાઇને સ્ટેશને લાવીને મૂકી દીધા. તેઓ નીચે ઉતરી સ્ટેશન માસ્તર પાસેથી બે ટીકીટો લઇ પ્લેટફોર્મ ઉપર ફરવા લાગ્યા. બરોબર ૧૧।।–૫ મીનીટે ટ્રેનનું આગમન થયું અને શ્રમ પડયો હોય તેમ સ્ટેશને આવી ઉભી રહી. મી. બીહારીલાલ અને તેમનો સીપાઈ બન્ને એક ખાલી ડબ્બામાં ચઢી બેઠા. ફાસ્ટ પેસેંજર ટ્રેન હોવાથી ફક્ત પા કલાક

ઉભી અને ૧૧।।।—૫ મીનીટે ઉપડી. ટ્રેન જેમ જેમ લોઢાના પાટા ઉપર સુસવાટાબંધ ચાલવા લાગી, તેમ તેમ ઝડપથી આપણા નામાંકિત મી. બીહારીલાલ તેની સાથે જવા લાગ્યા. ક્યાં જાય છે ! તે હજી ખબર નથી. પરંતુ પ્રિય વાંચક ! આપણે ક્યાં તેઓનો પીછો છોડીએ એમ છીએ ! જેથી તે જણાયા વગર રહેવાનું નથી ! દરેક મોટાં સ્ટેશન કરતી કરતી થોડાજ કલાકોમાં કોઇ જંકશન સ્ટેશને જઈ પહોંચતી હોય એમ સામસામી ટ્રેનો જવા ઉપરથી કળી શકાતું. સ્ટેશને આવી પહોંચતાં ટ્રેને સીસોટી કરી.એ અવાજે, નિદ્રાદેવીના ખોળામાં આરામ લેતા કેટલાક પેસેન્જરોને જાગ્રત કર્યા. વળી સુરતની કેટલી મદઘેલી સુંદર યુવતીઓના પગે પહેરલ નુપૂરના રણકારા ડબ્બામાંથી ચઢ ઉતર થતાં થવા લાગ્યા. એ મુગ્ધાઓના હલન ચલન તથા નુપૂરથી થતા એ ઝીણા રણકારે, આપણા બાહોશ નાયક મી. બીહારીલાલને અસ્થસ્થ દશામાંથી ચેતન આપી, સુરતના ભવ્ય સ્ટેશનનું ભાન કરાવ્યું. મી. બીહારીલાલને આ સઘળું યાદ આવતા તુરત જ નીચે ઉતર્યા. અને દરવાજે જઇ પ્લેટફૉર્મની બહાર જવા લાગ્યા. એટલે ટીકીટ કલેકટરે તેમની પાસે ટીકીટ માગી. મી. બીહારીલાલે પોતાના ખિસ્સામાંથી ટીકીટો બહાર કાઢી ટીકીટ કલેકટરને બતાવી. ટીકીટ માસ્તરે ટીકીટો જોઇ પૂછ્યું કે: "અરે ! આપે દાહોદની ટીકીટો લીધેલી છે છતાં અહીંઆં કેમ ઉતર્યા ?"

"જી, મને અહીં સહજ કામ હોવાનું યાદ આવવાથી ઉતરી પડયો છું. સાંજની ટ્રેનમાં દાહોદ તરફ જવા વિચાર છે." એમ કહી ઝપાટાબંધ ટીકીટો લઇ સીપાઇ સાથે મી. બીહારીલાલ બહાર નીકળી ગયા. સીપાઈએ એક ભાડાની ઘોડાગાડી કરી, તેમાં બેઉ જણ બેસીને સરદાર જાફરઅલીના બંગલે જવા ઉપડી ગયા. ગાડીવાને જલદીથી ગાડી હાંકી સરદાર જાફરઅલીના બંગલાના દરવાજે લાવી ઉભી રાખી. એટલે મી. બીહારીલાલ તથા સીપાઇ ગાડીમાંથી ઉતરીને સરદાર જાફરઅલીના બંગલાના દરવાજે આવી પોતે આવ્યાની વરધી સરદાર જાફરઅલીને આપી. સરદાર જાફરઅલીને ખબર પહોંચતા બરાબર મી.

બીહારીલાલને અંદર બોલાવ્યા. અંદર ગયા એટલે યોગ્યાસન મળ્યું. પછી આવાગમનનું કારણ સરદાર જાફરઅલીએ પૂછ્યું. મી. બીહારીલાલે ટુંકામાં જણાવી દીધું કેઃ "મારે બીજું કામ આજકાલ છે જ નહિ એવું આપ માનો તોપણ ચાલી શકશે.! કામમાં કામ ફક્ત મહેરૂન્નિસાના ખૂનીનો તપાસ કરી તેને પકડવો એ સિવાય અન્ય કાંઇ નથી! અત્યારે પણ તેજ બાતમી મેળવવા આવ્યો છું. જો ફુરસદ હોય તો આપને હું જણાવું!" સરદાર જાફરઅલીએ ગદ્દગદ્દ કંઠે કહ્યું કેઃ "મારી સુશીલ પુત્રીનું ખૂન અકાળે થયું છે ત્યારથી હમેશાં મારા શરીરમાંથી શેર શેર લોહી સુકાઇ જાય છે! જ્યારે ખૂનીનું મોત ફાંસીના માચડા ઉપર થતાં જોઇશ ત્યારેજ મને કંઇક શાંતિ મળશે! કહો? આ કામમાં પૂરેપૂરી મદદ આપ ફરમાવો તે પ્રમાણે આપવા તૈયાર છું." ત્યારબાદ મી. બીહારીલાલે શાંતી આપી કહ્યું કેઃ "મારા સ્વાલોના જવાબ ચોક્કસ આપશો એટલે પૂરતી મદદ કરી છે એમ હું સમજીશ!" સરદાર જાફરઅલી કબુલ થયા એટલે નીચે પ્રમાણે હકીકત પૂછવા માંડી.

મી. બીહારીલાલ—"દાહોદમાં આપનો કોઇ સગો છે?"

સરદાર જાફર—"ફક્ત સરદારખાં મારો જમાઇ થાય છે. અને તે પણ હાલ મુંબાઇમાં નોકરી અર્થે રહે છે. તે સિવાય બીજો કોઇ સગો નથી."

મી. બીહારી—"વારૂ ત્યારે! મહમદખાન કરીને આપનો અગર સરદારખાંનો દૂરનો સગો છે?

સરદાર જાફર—"જી...ના. મારો એ નામનો સગો નથી. સરદારખાંનો સગો થાય છે કે કેમ? તેની મને માહિતી નથી."

મી. બીહારી—"શું કહો છો? અહીં એક બે દિવસમાં કોઇ મેમાન થઇ આવેલું હતું?"

સરદાર જાફર—"હાજી. એક માણસ ગઇ કાલે સવારે આવ્યો હતો. સરદારખાંનો સગો હોવાનું જણાવી તે મારે ત્યાં એક દિવસ રહ્યો હતો."

મી. બીહારી—" તેના નામની આપને ખબર પડી છે ?"

સરદાર જાફર—" તે પોતાનું નામ મહમદખાન કહેતો હતો."

મી. બીહારી—" તેના ચહેરા ઉપરનાં કંઇક નિશાન યાદ છે ?"

સરદાર જાફર—" સાધારણ ઉંચો ને મોંઢું લંબગોળ છે. માથે ક્રિશ્ચિયન ટોપી પહેરી હતી. એ સિવાય બીજું યાદ નથી."

મી. બીહારી—" પછી તે ક્યાં ગયો તેની ખબર છે ?"

સરદાર જાફર—" જી, તે તેજ દિવસે સાંજની લોકલમાં મુંબાઇ તરફ રવાના થયો હતો."

આ પ્રમાણે જવાબો મળતાં મી. બીહારીલાલને કંઇક આશા ઉત્પન્ન થઇ કે આ મહમદખાન ખૂની અગર તેનો સાથી હોવો જ જોઇએ. વળી તે દાહોદનો રહીશ છે. પણ આ જાફરઅલીનો સગો થતો નથી એમ ચોક્કસ થાય છે. પછી ઇશ્વરેચ્છા ! આવું અનુમાન કરી મી. બીહારીલાલ એ ત્રણ કલાક ત્યાં મુકામ કરી, સરદાર જાફરઅલીને હવે પછી મળવાનું કહી; સાંજની ટ્રેનમાં દાહોદ તરફ જવા ઉપડયા. બહાર આવી ઘોડા ગાડી કરી, પુનઃ સ્ટેશને ગયા. અહીં ટ્રેન આવવાને ફક્ત દશ મીનીટ જ હતી. ટાઇમ થતા બરોબર ટ્રેન આવી પહોંચી. એટલે મી. બીહારીલાલે થર્ડ ક્લાસના ડબ્બામાં જગો લીધી. ઉપડવાની નિશાન સુચક સીસોટી વાગી કે ટ્રેન ચાલવા માંડી. તે ભરૂચ, અંકલેશ્વર વડોદરા થઇ આણંદ સ્ટેશને આવી. ત્યાંથી ગોધરે જવાની ગાડીમાં મી. બીહારીલાલ બેઠા. તે ટ્રેન રાતના દશ વાગે દાહોદ પહોંચી. દાહોદ સ્ટેશને મી. બીહારીલાલ ઉતર્યા. પરંતુ કોઇની ઓળખાણ ન હોવાથી ત્યાંના પોલીસ સબ ઇન્સ્પેક્ટરના મકાને સ્ટેશન ઉપર જ રહ્યા. સવારમાં ઉઠી ચા નાસ્તો લઇ ગામમાં ગયા. ત્યાં સરદારખાંની ઘરની શોધ કરવા લાગ્યા. છેવટે તે તેમની મહેનત સફળ થઇ. એક મકાન સાધારણ બેઠકનું પણ જુના જમાનાને અનુસરતું હોવાથી તમામ પ્રકારની સોઇ એ મકાનમાં હતી. ત્યાં જઇ પૂછતાં માલુમ પડ્યું કે એ મકાનમાં એક વેપારીએ પોતાની ઓફીસ કરેલી છે તથા તે સરદારખાં પાસેથીજ

ભાડે રાખેલું છે. પાસેના ઘરવાળા પાડોશી સાથે બીજી વાતચીત કરતાં સરદારખાંની આર્થિક સ્થિતિ તેમજ તેના સ્નેહી, સંબંધી કોણ કોણ છે વિગેરે માહિતી મેળવી લીધી. આ બાતમીમાં મહમદખાનનું નામ આવ્યું નહિ. આથી વળી બીજે ઠેકાણે જઇ માહિતી મેળવવા લાગ્યા તો ત્યાં પણ નિરાશા મળી. આમ આખા ગામમાં ઘણે ઠેકાણે તપાસ કર્યો, તેમાં કાંઈ પણ ઉપયોગી થઇ પડે, એવી માહિતી મળી નહિ. ખરેખર આ ખૂન ઘણું ભેદ ભરેલું છે! અને તેમાં સામેલ હોનાર માણસો પક્કા ઉઠાવગીર હોવાનું જણાય છે.મારા જેવા બાહોશ ડિટેકટીવની પણ એણુ લે તેવા ઇસમો લાગે છે. વળી કાંઇ પણ માહિતી મળવા દેતા નથી! એક તરફથી આવા માણસોને તો, મારે શાબાશી આપવી ઘટે છે કે, એક સારા ડિટેકટીવને પણ તે હંફાવે છે! એ વિચારોની પૂર્ણાહુતિ થતાં જ કંઇક યાદ આવતાં પોલીસ સબ ઇન્સ્પેકટરને મળી ત્યાંથી હવે પરત મુંબાઈ જવા રજા માગી. પોલીસ સબ ઇન્સ્પેકટરે, મી. બીહારીલાલના ચહેરા ઉપર ઉદાસીનતા છવાયલી લાગ્યાથી સ્વાભાવિક પ્રશ્ન કર્યો કેઃ “ કેમ મી. બીહારીલાલ તમે ઉદાસ છો ? ”

મી. બીહારી—“ ના જી તેવું કંઇ નથી. પણ મારો શ્રમ તદ્દન ફોગટ ગયો એ વિચાર સ્ફુરતાં કંઇક મનમાં શિથિલતા આવી છે.

પોલીસ. ઇ—“ વારૂ કહેશો કે! આપનો ફેરો ક્યા કારણસર વ્યર્થ ગયો છે ? ”

મી. બીહારી—“એક માણુસની બાતમી મેળવવા હુંઆખા ગામમાં ફર્યો છતાં આખરે નિરાશ થવું પડયું.

પોલીસ ઈ.—“ તેનું નામ શું છે ? ”

મી. બીહારી—“ મહમદખાન છે. અને તે સરદારખાં કરીને મુંબાઇમાં અહીંનો એક માણુસ રહે છે તેનો સગો છે. સરદારખાંની સ્ત્રીના ખૂનમાં આ નામવાળાનો હાથ છે. ”

પોલીસ ઇ—“ શું ત્યારે! એ માણુસ ખૂનમાં સામીલ છે ? ”

મી. બીહારી—“ હા જી. તેમાં એનો ઘણો સંબંધ છે. માટે આપને માહિતી હોય તો જણાવશો ? ”

પોલીસ ઇ—“ ના જી મને માહિતી નથી. પરંતુ બાતમી મેળવતો રહીશ. તે મલશે કે તુરત આપને જણાવીશ. ”

ઉપર પ્રમાણે વાતચીત થયા બાદ બપોરના બે વાગે ટ્રેનમાં બેસી મી. બીહારીલાલ ગોધરા થઇ વડોદરે આવ્યા. પોતે ત્યાથી ફ્રાસ્ટ જતો હોવાથી તેમાં બેસી મુંબાઇ તરફ રવાના થયા. બરોબર સવારના પાંચ વાગે મુંબાઇમાં આવી પહોંચ્યા. સ્ટેશનેથી ભાડાની ગાડી કરીને પોતાના મુકામે આવ્યા. સવારના સાત વાગે ઓફીસમાં આવી પોતાનું કામકાજ કરવાની શરૂઆત કરી. એટલામાં મી. અકબરખાં આવી પહોંચ્યા. તેઓએ આવતા બરોબર મી. બીહારીલાલને પ્રશ્ન કર્યો કે: “ કેમ સાહેબ! કાંઇ આરોપીનો પત્તો મળ્યો કે ? ” મી. બીહારીલાલે શોકમાં ક્રોધિત સ્વરથી કહ્યુ; “ વાહ મીયાં સાહેબ! ખુની કાંઈ બજારની શાક ભાજી નથી કે વેચાતો મળતો હોય તો તુરત લાવું ! ” મી. અકબરખાંએ થોડીવાર શાંત રહી, ટાઇમ જોઇને વળી પ્રશ્ન કર્યો; “ સાહેબ કંઇ માહિતી મળી કે નહિ ? ” આ પ્રશ્નનો જવાબ. મી. બીહારીલાલે નિરાશા બતાવી કહ્યું કે: “ કંઇ મળી નથી એ તો કહેવત છે કે ‘ મીયાં કયાં ગયા હતા ? ત્યારે કહે ઠેરના ઠેર ’ તેમ બન્યું છે. એ સિવાય બીજું કાંઇ નહિ. જેવી રીતે ગયા, તેવી રીતે આવ્યા ! ” મી. અકબરખાંએ એ શોકગ્રસ્ત દિલને આનંદ આપવા સારૂ કહ્યું કે: “ સાહેબ ! હવે એ કામ મને એકલાને સોંપો ! પછી જુઓ મારૂં મગજ, કેવું કામ કરે છે ! ” આમ કહી હસી દીધું. તેના પડઘારૂપ મી. બીહારીલાલથી પણ હસી જવાયું.



# પ્રકરણ ૧૧ મું

## છાપાંનો પોકાર !

મી. બીહારીલાલ દાહોદ વિગેરે તરફ જઇ આવ્યા. પરંતુ ક્યાંઇ અહમદખાનનો પત્તો અગર બાતમી મળી નહિ. આથી તેઓ વિચારોના વમળમાં ગુંથાયા રહેતા. તેમ જ મી. અકબરખાં પણ તેમની સાથે દિલગીરીમાં સામેલ થઇ આશ્વાસન આપતા હતા. આજકાલ મુંબાઇમાં નીકળતાં છાપાંઓમાં નવીન નવીન બાબતો બહાર આવવા લાગી છે. શહેરમાં અમુક ઠેકાણે ચોરી, ફલાણે ઠેકાણે ચોરી, ફલાણે ઠેકાણે ડૅકોઇટી, આવી આવી અનેક બુમો પડવા લાગી છે. આ બાબતમાં સુદ્ધાં તપાસ કરવાનો વિચાર મી. બીહારીલાલને થવાથી તુરત જ મે. વેડસન સાહેબના બંગલે જવા માટે ઉઠ્યા. તેમનો જન્મથી જ સ્વભાવ હતો કે વિચાર થતા બરોબર અમલ કરવો. તે પ્રમાણે ભાડાની મોટર કરી તેમાં બેસી મે. વેસડસન સા. ના બંગલે જઇ પહોંચ્યા. સાહેબ સાથે કેટલીક વાતચીત કરી તથા મહેરૂન્નિસાના ખૂનના તપાસ સંબંધી માહિતી આપી. તે થયા બાદ મુંબાઇનાં છાપામાં બહાર આવતી બુમો સંબંધી વાત ઉપાડી. તેઓ સાહેબે પણ કહ્યું કે એ હકીકત મને માલુમ છે અને ખસુસ કરીને આવા હરામખોરોને

શોધી કાઢી સજાએ પહોચાડવા મારો પ્રયાસ જારી છે. મી. બીહારીલાલ તે વાતને અનુમોદન આપતાં કહેવા લાગ્યા કેઃ—આ કાર્ય પણ મહત્વનું છે. આજકાલ જે ચોરીઓ થાય છે તે ભારે કિંમતની હોય છે. વળી હરામખોરોને એ રીતે ધીમે ધીમે ઉત્તેજન મળતું જાય છે. માટે ચાંપતા ઇલાજો આપ લેશો. હું પણ આ કામમાં માથું મારવા તૈયાર છું. વળી હરામખોરોને બનતી ત્વરાએ શોધી કાઢવા આજથી જ પ્રયાસ કરીશ." આ પ્રમાણે વાતચીત થઇ રહ્યા પછી સાહેબની રજા લઇ મી. બીહારીલાલ પોતાના મકાને આવ્યા: તો તે પહેલાં રૈયતમાં અગ્રણીય ગણાતા સદ્‌ગૃહસ્થો ત્યાં હાજર રહેલા જોવામાં આવ્યા. તેઓએ મી. બીહારીલાલને જોઇ તુરત ઉભા થઇ વિનય પૂર્વક સલામ કરી. એટલે મી. બીહારીલાલે તેઓને બેસવાની રજા આપી. પોતે સામી આરામચૅર પડેલી હતી તેના ઉપર બેઠા. આવેલા સદગૃહસ્થો પૈકી એક જણે કહ્યું કે: " સાહેબ! આજકાલતો ચોરીઓનો ગજબ થઇ ગયો છે.! હરામખોરો જબરા છે! અને રોજીંદા ચોરીની બુમ શહેરમાં થાય છે! તો હવે આપ મહેરબાની કરી તેઓને શોધી કાઢો તો અમો રૈયત ઉપર ઉપકાર થશે! આપ એક બહાદુર ડિટેક્ટીવ છો એમ સમજીને જ અમે આપની પાસે આ એક જાતની યાચના કરવા આવ્યા છીએ. આશા છે કે તે આપ નિધામાં લેશો!" મી. બીહારીલાલે તેઓને ધીરજ આપી કહેવા લાગ્યા કે:

"ભાઇઓ! આ વાત મારા ધ્યાનમાં છે. અને તે માટે જ હાલ અમારા વડા અમલદાર મે. વેડસન સાહેબની મુલાકાતે જઇ આવી, તેઓને પણ આ હકીકતથી વાકેફ કર્યા છે. તેઓ સાહેબે પણ તજવીજ ત્વરાથી કરવા ફરમાવ્યું છે. હુ પણ ધીમે ધીમે હરામખોરોની પૂઠ પકડી તેમને શોધી પુરી સજાએ પહોચાડીશ. તે માટે તમે નિશ્ચિંત રહો."

આ પ્રમાણે મી. બીહારીલાલે આશ્વાસન આપ્યું. એટલે સદ-

ગૃહસ્થોએ, તેમને આશિષ આપી ત્યાંથી રજા લઇ સૌ કોઇ પોતપોતાને ઘેર ગયા. વળી કાંઇ ચોરીનો પ્રકાર બને કે તુરત જાહેર પેપરો બુમ પાડી ઉઠતાં. આથી મુંબાઇની છૂપી પોલીસ ઉપર પણ ટીકાકારો કંઇક અંશે ધીમે ધીમે કડક આક્ષેપો મુકવા મંડયા. એટલું જ નહિ આમ થતી જાહેર ટીકાઓથી આપણા બાહોશ મી. બીહારીલાલભાઇ ડિટેકટીવ સુદ્ધાંને, તેમની કીર્તિ જે મેળવેલી હતી તે જવાનો ભય લાગ્યો. મુંબાઇનું પ્રખ્યાત અને સાચે સાચી હકીકત, જેનો દોષ હોય તેને ચોખ્ખી રીતે નિડરપણે જણાવી દેવાને નહિ ચૂકનાર "ગુજરાતી" અઠવાડીક પત્રમાં નીચે પ્રમાણેની જાહેરખબર પ્રગટ થઇ. "ખૂની અને મશહુર ગુન્હેગારોનું હવે મુંબાઈ એક વસવાટનું પાકું રહેઠાણ થઇ ગયેલું લાગે છે વારંવાર ચોરી અને ખૂન થાય છતાં છૂપી પોલીસ અને તેના વડા અમલદાર મી. વેડસન સાહેબ, જોઇએ તેવા ચાંપતા ઇલાજો લેવામાં આળસ કરે તેથી આવા ગુન્હા વધુ પ્રમાણમાં થાય એ શકય છે. વળી એ ખાતામાં બાહોશ ગણાતા ડિટેકટીવ મી. બીહારીલાલનાં વખાણ લોકોએ ઉપર ઉપરની તેમની ટાપટીપ જોઇને જ કરેલાં છે! એમ આ તકે કહેવું વધારે પડતું નહિ ગણાય." આ જાહેરખબર વાળું અઠવાડીક પત્ર મી. બિહારીલાલે વાંચ્યું કે તેમનું મગજ ચકડોળે ચઢયું. આ ફટકો મી. બીહારીલાલ જેવી વ્યકિતને બસ હતો. એ કાંઇ મૂર્ખ નહતા કે એથી વધારે લખવાની કે કહેવાની તેમને જરૂર પડે! ધીમે ધીમે પોતાને ચકરી આવવાથી નીચે ઉથલી પડયા. જેથી પોતે નીચે ને ખુરશી ઉપર આ પ્રમાણે લગભગ પા કલાક રહ્યા. એટલામાં તેમનો પટાવાળો અચાનક ત્યાં આવી ચઢયો. પટાવાળો મી. બીહારીલાલની આવી હાસ્યપાત્ર સ્થિતિ જોઇ હેરત પામ્યો! તાબડતોબ ખુરશી ઉઠાવી લીધી તથા પવન નાંખવા માંડયો. થોડી વારે કંઇક ચેતન ધીમે ધીમે આવ્યું એટલે મી. બીહારીલાલે પાણી પીધું અને સ્વસ્થ થયા. બાદ નોકરને આ બનાવની હકીકત પોતે કહી સંભળાવી. આ વાતચીત ચાલતી હતી ત્યાં આપણા મી. અકબરખાં

આવી પહોચ્યા. તેઓને આ હકીકતથી અચંબો થયો. કંઈક બબડ્યા પણ ખરા ! 'વાહ વળી ન્યુસપેપર વાંચવાથી કદી અકસ્માત થતો હશે !' ક્યાં મી. અકબરખાંનું મગજ ! અને ક્યાં આપણા મી. બીહારીલાલને પોતાનું સ્વમાન વહાલું ! તથા તીવ્ર બુદ્ધિ ! તે ન્યાયે મી. અકબરખાં કદાચ આશ્ચર્ય પામ્યા હોય તો તેમાં કાંઈ નવાઇ જેવું નથી.

આ તરફ મે.વેડસન સાહેબ પણ આ જાહેરાત વાંચ્યાથી દિગ્મુઢ બની ગયા. તેઓએ હવે આ સંબંધી ચોક્કસ બંદોબસ્ત થવા સારૂ નવીન બજેટમાં પોલીસની ભરતી કરવા વિચાર રાખ્યો. અને તે માટે કાયદેસર મંજુરી માટે લખાણ પણ લખી દીધું. આટલું કર્યાથી ગુન્હા થતા અટકશે એમ તેઓ સાહેબને લાગ્યું. વળી બીજી તરફ પોલીસ અધિકારીઓની કોન્ફરન્સ (સભા) ભરી તેમાં શું સલાહ, ગુન્હા થતા અટકાવવા માટે નીકળે છે, તે ચોક્કસ થવા પ્રયાસ કરવો એમ નક્કી કર્યું. દિવસ નક્કી કરી 'કોન્ફરન્સ' ભરવામાં આવી તેમાં સારા સારા બાહોશ, અને મોટા પગારના છૂપી તથા બંદોબસ્તી પોલીસના અમલદારો ભેગા થયા. તેમાં 'ગુજરાતી પત્ર' વાળી જાહેરાત મે. વેડસન સાહેબે અમલદારોને વાંચી સંભળાવી. ત્યારબાદ ગુન્હા અટકાવવા માટે ક્યા ચાંપતા ઇલાજો તાત્કાલિક લેવા ! તે સંબંધી સર્વ અમલદારોની સલાહ માગી. આ 'કોન્ફરન્સ' માં આપણી વાર્તાના નાયક મી. બીહારીલાલ તથા તેમના જોડીદાર મી. અકબરખા સુધ્ધાં હાજર હતા; એ કહેવાની ભાગ્યેજ જરૂર હોય ! દરેક અમલદારે મે.વેડસન સા. ની સૂચના ઉપર, પોત પોતાની બુદ્ધિ અનુસાર ઇલાજો જણાવ્યા. કોઇએ વધુ પોલીસ રાખવા, તો કોઇએ અમુક અમુક વસ્તીની ચોક્કસ હાજરી રાખવા સંબધી, તથા કોઈએ બાહોશ માણસો પોલીસ સીપાઇઓમાં રાખવા, તો કોઇએ છૂપી પોલીસમાં વધુ, ને, ચુનંદા માણસો રાખવા સલાહ આપી. આવી વિવિધ પ્રકારની સલાહ મે. વેડસન સા. ને મળી. પરંતુ તેથી બરાબર સંતોષ થયો નહિ. તેઓએ છેવટ મી. બીહારીલાલને જણાવ્યું કે: "તમો આ સંબંધી કેમ કાંઇ સલાહ કે ઉપાય

કહેતા નથી ! ” જેથી હવે મી. બીહારીલાલને બોલ્યા સિવાય છુટકો ન હતો. તેઓ અત્યાર સુધી સર્વની સામે નિહાળી રહ્યા હતા, અને ચિકિત્સા તપાસી રહ્યા હતા. સાહેબે કહ્યા પછી જુસ્સાદાર તથા હૃદય ભેદક ભાષામાં, ઉભા થઇ સર્વ અમલદારોને સંબોધી કહેવા લાગ્યા કે: “ ભાઇઓ ! આજે આપણે જે કાર્ય માટે ભેગા થયા છીએ, તે કાર્ય અત્યાર સુધી થયું નથી: એ આપણા ઉપરનું ભારે કલંક છે. તે હવે ધોઇને આ મુંબાઇની પ્રજામાં મગરૂરીથી આપણે ફરવું હોય તો, સાચે સાચ અંતઃકરણથી તનતોડ મહેનત કરી હાલનો મામલો શાંત પાડવો જોઇએ. તથા ગુન્હેગારોને જલદી શોધી કાઢી સજાએ પહોચાડવા જોઇએ. એ માટે ફક્ત મારે ને તમારે એકજ રસ્તો છે કે હાલથી જ આપણે તમામ અમલદારો એક સંપથી કાળજી રાખી, ગુન્હો બનતા બરાબર પ્રમાદને તજી, ગુન્હેગારોને તાત્કાલિક શોધી કાઢવા કટિબદ્ધ થવું જોઇએ. એવી દ્રઢ પતિજ્ઞા લઇએ ત્યારે જ તે બની શકે, અને ત્યારે જ નોકરી હલાલ કરી કહેવાશે. જો આ પ્રમાણે નહિ કહીએ તો સરકાર તથા પ્રજાના, આપણે ભવિષ્યના ઇતિહાસમાં ‘ નિમકહરામ નોકર ’ જેવી ઉપમા વહોરી લેવા ભાગ્યશાળી બનીશું ! જેથી હજુ પણ સમય છે. માટે ચેતો ને કામ કરવા મંડી જાઓ ! બસ એજ આ સેવકની સલાહ છે. ” આ મતલબનું ભાષણ સાંભળતાં દરેક અમલદારને કંઇક નવીન પકારનું જોર મળ્યું હોય, તેવો ઉમંગ સર્વત્ર જણાયો. દરેકે ઉપર કહ્યા પ્રમાણે કામ કરવા પ્રતિજ્ઞા કરી. મે. વેડસન સા. સુદ્ધાં નિર્મળ વાતાવરણ અમલદારોમાં એકદમ થવાથી આનંદ પામ્યા. બાદ તેઓ સાહેબે સભા બરખાસ્ત કર્યા પછી મી. બીહારીલાલને એકાંતમાં બોલાવી, તેમના આજના અસરકારક કર્તવ્યથી ઉપકાર માની મિત્રભાવે તેમની સાથે હાથ મીલાવ્યા.

આ ‘ કોન્ફરન્સ’ની મતલબ તથા કાર્ય મુંબાઇના દરેક પેપરો છાપવા ચૂક્યાં નહિ. એ જાહેર અહેવાલ વાંચવાથી પ્રજાને કંઇક આશ્વાસન મળ્યું.

## પ્રકરણ ૧૨ મું

## નિરાશામાં આશા !

જ્યારે મનુષ્યને સામેથી નિરાશાનું વાવાઝોડું અથડાય છે ત્યારે સ્વાભાવિક તેનું મન દુઃખીત થાય છે. પુરૂષાર્થ કરવા છતાં પ્રારબ્ધ અવળું ફરી બેસે ! ત્યાં દોષ કોનો ! આ જ્ઞાન જે મનુષ્યોને નથી, તેવાઓને જ માટે આ પ્રથમની બે પંક્તિનું લખાણ લાગુ છે. મી. બીહારીલાલે ખૂનીને શોધવા જે જે પ્રયાસો કરેલા, તેમાં નાશીપાસ થતાં દુઃખ થતું હતું. પરંતુ એ વિદ્વાન ને હિંમતબાજ માણસ હોઇ કાંઇ તેથી ડરીને અધુરૂં કર્તવ્ય રાખે તેમ ન હતું. એઓ તો આ કેસમાં તલ્લીન જ થઇ ગયેલા હતા. સાંજના ટાઇમે એક દિવસ ફરીથી જવા વિચાર થયો કે સરદારખાંની મુલાકાત આ કેસ માટે લઉં તો ઠીક ! એમ ઉચિત ધારી એ વિચારના બળે તુરત એક વિકટોરીયા ભાડે કરી. ગાડીવાનને ને હુકમ કર્યો કે ચર્નીરોડ ઉપર ચલાવ ? ગાડીવાન પૈસાનો જ મજુર એટલે હુકમ પ્રમાણે ગાડી હંકારી. ચર્નીરોડ ઉપર ગાડી આવતાં મી. બીહારીલાલે સરદારખાંના મકાન આગળ થોભાવવા કહ્યું. ગાડીમાંથી ઉતરી દાદર ચઢી, મી. બીહારીલાલ, સરદારખાંના દ્વારે આવી ખડા થયા. ત્યાં તો સરદારખાં પણ શોક-

અસ્ત દિલને કંઈક આનંદ મળે તે ખાતર બહાર ફરવા જવાના ઉદ્દેશમાં સજ્જ થયેલા હોઇ મકાનમાંથી બહાર નીકળતા હતા. બન્ને જણુનો સામસામી ભેટો થતાં મી. બીહારીલાલે ઇસારત કરી સરદારખાંને મકાનમાં પાછા લઇ ગયા. બન્ને જણે સામસામી ખુરશી નાંખી નીચે પ્રમાણેનો વાર્તાલાપ શરૂ કર્યો.

મી. બીહારી—" સરદારખાં ! હું તમને આજે અચાનક, વિચારના કારણે મળવા આવ્યો છું ! "

સરદારખાં—" આપનો મહદ્ ઉપકાર થયો ! "

મી. બીહારી—કંઇકિ ઉપકાર વહોરવા માટે આવ્યો નથી ! પરંતુ અગત્યના કામે આવ્યો છું. "

સરદારખાં—" અગત્યનું જે કામ હોય તે આ સેવકને ફરમાવો ! એવું શું કામ છે ! "

મી. બીહારી—" કામ તો ફક્ત " મહેરૂન્નિસાના ખૂનીનો તપાસ એ સિવાય મારે માટે તો અગત્યનું બીજું કામ ન જ હોઇ શકે ! "

સરદારખાં—" એ કામમાં હું શું ઉપયોગી થઇ પડવાનો છું ! "

મી. બીહારી—" તમારાથી જે કંઇ યથાશક્તિ મદદ આપી શકાય તેજ કહીશ. "

સરદારખાં—" ફરમાવો ! જલદી ફરમાવો ! "

મી. બીહારી—" કેમ શું ઉતાવળ છે ?

સરદારખાં—" ઉતાવળ બીજી કાંઇ નહિ ! પરંતુ આ સ્મશાનવત્ મકાનમાં વધુ રહેવું, તે આ અંતઃકરણને મુશ્કેલ લાગે છે ! જેથી જેમ જલદી બહાર ફરવા જવાય તેમ ઠીક !

મી. બીહારી—" શું ત્યારે ! હું જ નવરો છું ? તમારી સ્ત્રીના ખૂનના તપાસના કામે હું આવું તો તમેજ આવા ગ્લાનિ ભરેલા શબ્દો કહો, અને હું સાંભળું ત્યારે બીજા કયા ઠેકાણેથી મ્હને સારી માહિતી મળવાની આશા રાખું !

સરદારખાં—" નહિ સાહેબ, આપ ખોટું લગાડશો નહિ. જ્યારથી મારા ગૃહની એ શાંતી દેવી ! મહેરૂન્નિસાનું ખૂન થયું છે ત્યારથી મારી વિવેક બુદ્ધિ ને ઉણુપ લાગી છે. તેથી કદાચ આપની સાથે વધુ પડતા શબ્દો હું બોલ્યો હોઉં તો માફી માગું છું."

મી. બીહારી—" મને તો ખોટું લાગતું જ નથી. કારણકે તમારા મનની સ્થિતિ આવા આકસ્મિક પ્રસંગથી બગડે નહિ, એ માટે જ મેં ટાંણો માર્યો છે ! હશે જે બનવાનું હોય તે બન્યે જ જાય છે. તેમાં કોઇપણ પ્રકારની દિલગીરી કાયમની રાખવી નહિ. એ તો મન માર્યેજ છુટકો ! અત્યારે તમારૂં કર્તવ્ય એ છે કે મહેરૂન્નિસાના ખૂનીને શોધી કાઢવા પ્રયત્ન કરવો, કે જેથાં તમારી મહેરૂન્નિસા પણ તમને સ્વર્ગમાં રહી આશિષ આપે !"

સરદારખાં—"સાહેબ, હવે આપના શબ્દોથી કંઇક શાંત્વન મળ્યું ! જેથી ઘણી ખુશીથી કહો કે મારાથી અત્યારે આ કામમાં શું બની શકે તેમ છે ! હું હવે અત્યારે આપની મીઠી વાણીના પ્રભાવે બહાર જવાનું મુલ્તવી રાખું છું."

મી. બીહારી—" સાંભળો ! મેં તમારી મુલાકાત પ્રથમ લીધી હતી. તે વખતે તમે માર્મિક શબ્દોમાં મને જણાવેલું કેઃ 'મહેરૂન્નિસા' નો કોઇ 'યાર' તો હોવો જોઇએ.' એ શબ્દો એ જ આજે મને તમારા તરફ દોરેલો છે ! માટે હવે ચોક્કસ કહો કે તેનું નામ વિગેરે શું છે ? અગર નામની ખબર ન હોય તો ક્યા ઠેકાણે તે રહે છે ? એ વાત સ્પષ્ટ દીલથી મને જણાવી દો ?"

સરદારખાં—" નહિ સાહેબ ! તે વખતે પણ આજના જેવી જ મારી મનોદશા હોય, ને કદાચ તેમ બોલ્યો હોઉં તો તે માટે હું 'મહેરૂન્નીસા' નો મહાન દોષિત છું !"

મી. બીહારી—" વાત ઉડાવો નહિ ! "

સરદારખાં—" હું બીલકુલ વાત ઉડાવતો નથી. અને હજી પણ કહું છું કે આપ કહો છો તેવું હું બોલ્યો જ નથી ! "

મી. બીહારીલાલ—" ( ગજવામાંથી નોંધપોથી કાઢી બતાવી ) જુઓ ? આ તમારી તે વખતની મુલાકાતની નોંધ ! તેમાં તમે તે વખતે જે કહ્યું હતું, તેજ પ્રમાણે નોંધ મેં કરેલી છે. છતાં કહો છો કે, 'હું બોલ્યો જ નથી' એમ કહેવું બરાબર નથી. માટે તમે વાત નહિ ઉડાવતાં, ખરા અંતઃકરણથી સ્પષ્ટ જવાબ આપો. ? તેમાં જ તમારૂં હિત છે."

સરદારખાં—" ( નોંધપોથીમાંની નોંધ જોઇ ) હા સાહેબ. હવે યાદ આવે છે કે એવું હું કદાચ બોલ્યો હોઇશ. પરંતુ તે વાત અસત્ય છે. મહેરૂન્નિસાનો 'યાર' આ જગતમાં હોવો અસંભવિત છે. જો તેને 'યાર' હોય તો દુનિયામાંથી દેવીઓનું–અરે! સતીઓનું–અસ્તિત્વ લોપ થઇ જાય ! "

મી. બીહારી—" તમારી ભૂલ થાય છે. જોકે તેણે એ 'યાર' રાખ્યો નહિ હશે, તો પણ કેટલાક પુરૂષો ઘણા જ કઠોર હૃદયના અને નિર્લજ હોય છે જે 'દેવીઓ' ની સામે સુદ્ધાં દૃષ્ટિપાત કરવા ચૂકતા નથી ! માટે તેવો કોઇ પુરૂષ તમારી 'દેવી'–મહેરૂન્નિસા પ્રત્યે સ્નેહભાવ કુદૃષ્ટિથી દર્શાવતો હોય, તેવાનું નામ અગર ઠેકાણું હોય તે જણાવો ? "

સરદારખાં—" ના. તેની પણ મને ખબર નથી."

મી. બીહારી—" મહેરૂન્નિસાના શિરનામાથી કંઇ કાગળ પત્રો આવતા હતા ? "

સરદારખાં—" હા આવતા હતા. અને તે મને બતાવતી હતી. પરંતુ તેમાં એકે પત્ર કિંવા કાગળ આપ કહો છો તેવી મતલબનો હોવાનું જણાયું નથી ! "

મી. બીહારી—" અરે ભલા માણસ ! એવા કાગળો તમે તેના ખુદ ખાવિંદ હોવાથી બતાવી શકે જ નહિ ! તેતો છૂપા જ રહે. એવા કાગળપત્રો તે ક્યાં મૂકતી હતી ? "

સરદારખાં—" એની ટ્રંકમાં એક નાની સરખી હાથ પેટી ઘણી નાજુક છે, તેમાં રાખતી હતી."

મી. બીહારી—"અત્યાર સુધીમાં તમે એ ટ્રંક ખોલીને પેટી જોઇ છે ?

સરદારખાં—"ટ્રંક ખોલીને એ પેટી કાઢી હતી. પરંતુ તેની ચાવી નહિ જડવાથી જે તે સ્થિતિમાં પાછી મુકી દીધી છે. કારણ કે એમાં કાંઇ દાગીના કે મહત્વની વસ્તુ જેવું જણાયું નહિ."

મી. બીહારી—"મને તે પેટી તોડીને તેમાંની વસ્તુઓ બતાવો ?

• સરદારખાં—"જી હા. ઘણી ખુશીથી."

આમ કહી સરદારખાંએ તુરત ટ્રંક ખોલી તેમાંની તે નાજુક નાની પેટી મી. બીહારીલાલના હાથમાં મુકી. મી. બીહારીલાલે ઉઘાડતાં તે ઉઘડી નહિ. એટલે પેટી હાલવી નાંખી; તો અંદરથી કાગળોની થોકડી બહાર નીકળી પડી. તે કાગળો પૈકી દરેક કાગળ મી. બીહારીલાલે વાંચવા માંડયા. તેમાંથી એક કાગળ નીચેની મતલબનો જોવામાં આવ્યો.

મુ. મુંબાઇ

તા. ૫-૪-૧૮૯૦

પ્રિયે મહેરૂન્નિસા !

"તારૂં હૃદય ભલે કઠણ બન્યું હોય ! પણ હું તો તને જ જ્યાં ત્યાં જોઉં છું ! સ્વપ્નમાં પણ તું જ યાદ આવે છે ! તેં પ્રથમ સ્નેહ ના દીધો હોત તો સારૂં ! હવે તે સ્નેહ જતાં મારૂં મન ઘણું જ વ્યાકુળ બનેલું છે ! હું જાણું છું કે તેં હવે પરણીતા થતાં મને તજી દીધો છે; પણ મારાથી તું વેગળી થતી નથી ! હા' છેવટ એ સ્નેહ નાશ પામતાં તારી ઉપર વૈર લેવાનું પણ કોઇ કોઇ વખત મનને થઇ આવે છે ! આ દુનિયામાંથી તારૂં અસ્તિત્વ બંધ થશે તો જ મારા હૃદયમાંથી તું નીકળીશ, એમ હું ધારૂં છું ! વળી એવું કાતિલ કામ કરતાં મન પાછું હઠે છે ! જોઉં છું !આગળ ઉપર શું થાય છે !"

લી. તારો જીગરનો સ્નેહી.

અને મેટ્રીકનો સહાધ્યાયી

"અલાઉદ્દીન."

આ પત્ર મી. બીહારીલાલે એકવાર વાંચ્યો. વળી પાછો મોટા સાદથી ફરીથી વાંચ્યો. અને ઘણા જ આનંદથી સરદારખાંને કહેવા લાગ્યા કેઃ " જુઓ હવે આ ખૂની તમારા જ ઘરમાંથી પકડાયો છે એવું માનજો ! કારણ કે આ પત્રે આખા ખૂનનો ઉકેલ કર્યો છે, ને એ ખૂની પણ મળ્યો એમ નક્કી સમજો ! " આ પ્રમાણે વાત કરી કે એટલામાં તેવો જ ભયંકર સામો જવાબ, સરદારખાંના મકાનના નીચે ઉતરવાના દાદર ઉપરથી મી. બીહારીલાલને મળ્યો કેઃ–" હા, 'ખૂની પણ અત્યારે એ સરદારખાંના ગૃહમાં જ છે ! પકડવો હોય તો બહાર જાઉં છું. ત્યા આવો ! " સરદારખાં સિવાય આવો જવાબ બીજા માણસે આપવાથી મી. બીહારીલાલે હાથમાંનો કાગળ લઇ ફલંગ મારી દાદર ભણી દોડીને જોયું તો, એક 'ઓવરકોટ' પહેરેલી વિકરાળ મૂર્તિ, છેક નીચે ઉતરી ઉભી છે ! તેથી સપાટાબંધ સરદારખાંને કહ્યા વગર નીચે ઊતરવા માંડયું. નીચે ઉતરી ગયા તે પહેલાં તો, તે વિકરાળ મૂર્તિ એક મોટરમાં બેસી ' સલામ મી. બીહારીલાલ હાલ જાઉં છું. વળી કોઈ વખત મળીશ ' આવું બોલી મોટરનો ભેંભેં અવાજ કરી, મોટરને દોડાવી મુકી. મોટરનો નંબર પણ મી. બીહારીલાલ જોવા પામ્યા નહિ. વળી ધીમે ધીમે નિશા દેવીનું આગમન જોશભેર થઇ રહ્યું હતું. મી. બીહારીલાલ આવ્યા ત્યારે વિકટોરીયા લાવ્યા હતા; એટલે ભાડે મોટર શોધવામાં રોકાયાથી આગલી મોટરની પૂઠ પકડી શક્યા નહિ. આથી હતાશ થઇ પરત સરદારખાંને મળવા ગયા. જઇને કહેવા લાગ્યા કેઃ " ખૂની પણ મારી પૂઠ પકડી રહ્યો છે ! અહીંઆં આવી આ વાતચીત તથા પત્રની બાતમી તેણે મેળવી લીધી તથા સામો જવાબ સુદ્ધાં આપી હાથતાલી આપી ચાલ્યો ગયો; માટે તમે હવે સાવધાન રહેજો ! હું મારૂં કામ અત્રેનું પરવારેલો હોવાથી પરત જાઉ છું. " સરદારખાં તો આ બધી ઘટના બની તેની માત્ર કલ્પનાઓ જ ગણી રહ્યા. મી. બીહારીલાલે પરત જવા રજા માગી ત્યારે જ સાવચેત બની વિવેક

સર 'પધારજો' એવો જવાબ આપ્યો. પછી મી. બીહારીલાલે રોડ ઉપર આવી ભાડાવાળી વિકટોરીયામાં બેસી પોતાના મકાન તરફ વિદાય થયા. આ વખતે રાત્રિના આઠ વાગવાનો સુમાર થવા આવેલો હતો, રસ્તામાં વિવિધ પ્રકારના તરંગો મી. બીહારીલાલે કરવા માંડયા. શું આ સરદારખાં તો પોતાની 'સ્ત્રીનો ખૂની નહિ હોય! અગર તે ખૂનીનો સાથી બની બીજા પાસે ખુન કરાવેલું હોઈ, પોતે બાજુ ઉપરથી જોયા કરે તો તેમ પણ સંભવિત છે.કારણ કે પ્રથમની નોંધ નો મજ-કુર ઇન્કાર જેવો-વળી પત્રની વાત ઉડાવવી તેમ જ ખૂની પણ આ વખતે એના ઘરમાં જ હાજર હતો જેથી આ બધી વાતોનો વિચાર કરતાં કાંઇ નવું જ માલુમ પડે છે! વળી પોતાની સ્ત્રીનું ખૂન કરનાર કિંવા કરા-વનાર ઘાતકી ઇસમ તરીકેનાં લક્ષણ છૂપાવતો હોય તેમ વાતચીતમાં જણાતું હતું!' આવી મી. બીહારીલાલની શંકાઓ સરદારખાં પ્રત્યેની વધુ દ્રઢ બનતી ગઇ. વળી તેમને પ્રતીતિ થતી ગઇ કે, આ જગત્ અનેક પ્રપંચોથી તેમ અનેક સદ્ગુણોથી ભરપૂર છે. વળી તેમાં અનેક જાતના મનુષ્યો હોઇ શકે એમાં શંકા નથી. 'સાગર' માં નાની યા મોટી નદીઓ ભળે છે. અને નદીઓમાં અનેક જાતના સારા યા નરસા પાણીના વહેળા વહન કરી સામેલ થઇ 'સાગર' માં આવે છે. આમાં નદી કે સાગરનો શો વાંક! તે જ પ્રમાણે આ જગત્‌ને સાગર-રૂપ માનીએ, એટલે તેમાં પણ સારાનરસા મનુષ્યોની ખોટ જણાશે નહિ! આ કારણે સરદારખાંએ પણ તેની સ્ત્રીનું ખૂન કર્યું કિંવા કરાવ્યું હોય તો તે સંભવિત છે!

આવા જ ભિન્નભિન્ન વિચારો કરતા ગાડીમાં બેસી. મી. બીહારીલાલ તેમની ઓફીસ આગળ આવી પહોંચ્યા. ગાડીવાને ગાડી ઉભી રાખી. ત્યારે જ તરંગોનો પ્રવાહ આગળ વધતો અટક્યો. ગાડીમાંથી નીચે ઉતરી ઓફીસમાં ચાલ્યા ગયા. તેમજ વાળુ કરવાનો ટાઇમ થવાથી મકાનમાં જઇને વાળું કરી લીધું. પછી મુખવાસમાં પાન ખાઇને સાધારણ શાન્તી અર્થે પોતાની સુવાની પથારી તૈયાર કરાવી; તેમાં બેઠવા

માંડયા. પરંતુ નિદ્રાનો ટાઇમ થયેલો છતાં તે આવી નહિ. તેનું કારણ ફક્ત મહેરૂન્નિસાના ખૂનનું ભૂત ! તેમની પૂઠ પકડી રહ્યું હતું. આજે બનેલો બનાવ યાદ આવતાં 'પેલા પત્ર'ની પણ યાદ આવી, કે તુરત બેઠા થઇ પોતાના કોટના ખિસ્સામાંથી નોંધપોથી તથા પત્ર, બન્ને બહાર કાઢયાં. પથારીમાં સુતા સુતા પત્રનું વાંચન કરી મનન કરવા લાગ્યા. તેમ તેમ આનંદમાં આવી બોલવા લાગ્યા કે: "હું નકામો સરદારખાં ઉપર વહેમાઇ ગયો છું. અરે ! આ પત્રે જ મને ખૂની શોધી આપ્યો છે ! સવારે સુરત જઇ, મહેરૂન્નિસાના પિતાને મળી, તપાસ કરી આ ઇસમને પકડી પાડું ! નહિ પકડાય તો છેવટ ત્યાંથી મુંબાઇમાં અમુક ઠેકાણે એ ઇસમ રહે છે એમ પત્તો પણ મળશે ! એટલે તુરત મુંબાઇ આવી પકડીશ ! આજ સુધીમાં દરેક પ્રયત્નોમાં નિરાશાઓ જ મળી છે. પણ તેમાં આ એક 'આશા' કુદરતી રીતે છૂપાઇ રહેલી અને હસ્તગત થઇ છે બસ હવે ફતેહ !" આ આશાઓમાંજ મી. બીહારીલાલને નિદ્રા દેવીએ સોડમા લીધા.



## પ્રકરણ ૧૩ મું

---

### એ અલાઉદ્દીન કોણ!

જ્યાં સુધી નિદ્રા દેવીની સોડમાં હોય, ત્યાં સુધી મનુષ્યને તેનાં દિવસના કાર્યોના વિચારો, જે કર્યાં હોય તેનાંજ સ્વપ્ન આવે છે. અગર તેમ ના થાય તો તેટલી મુદત સુધી શારરીક પરિશ્રમ ઓછો, એટલું જ મનાય, અને તેટલી જીંદગી બહુમાં બહુતો શાંતિ દાયક પસાર થઈ ગણાય. આ સિવાય બીજું તો ન જ કહેવાય. નિદ્રા દેવી પોતાની સોડમાંથી મનુષ્યોને છેવટે, અરૂણોદય થયાનાં ચિન્હ, પૂર્વ દિશાએ જણાય કે પોતના માયાવી પડદામાંથી મૂક્ત કરે છે. મનુષ્ય પ્રતાપી બાળ સૂર્યનાં, દર્શન થતાં પ્રથમના દિવસની બાકી રહેલી પ્રવૃત્તિ પૂરી કરવામાં, કિંવા નવીન પ્રવૃતિમાં આ શરીરને તથા બુદ્ધિને રોકે છે. એવો આ કુદરતી નિયમ દરેક મનુષ્યને લાગુ છે; એમ કબુલ કર્યા વગર આજ સુધીના અનુભવે છૂટકો નથી. મી. બીહારીલાલ તે પ્રમાણે જાગૃત અવસ્થામાં આવતાં સવારના નવ વાગે 'ગુજરાત મેલ' અમદાવાદ તરફ જાય છે, તે ટ્રેનમાં જવાના તૈયારીઓ કરવા લાગ્યા. તેઓ શા માટે ટ્રેનમાં જાય છે, તે આપણે હવે પછી જાણીશું. રેલ્વે મુસાફરીનો જરૂરી સામાન તૈયાર થયો એટલે

વાહનનો બંદોબસ્ત કર્યો. વાહન તૈયાર થઇ આવ્યું કે તેમાં મી. બીહારીલાલ સામાન સહ બેસી ગયા. સ્ટેશને જઈ થર્ડ ક્લાસની ટીકીટ (વાંચકને આ ઠેકાણે મારે જણાવવું જોઇએ કે મી. બીહારીલાલ ઘણા જ નિરાભિમાની હોવાથી તથા થર્ડ કલાસના ડબ્બામાં રૈયત વર્ગ વિશેષ હોઇ શકે એટલે કદાચ કંઇ બાતમી મળવાની આશા રાખતા હોવાથી હમેશાં તેઓ થર્ડ ક્લાસમાં જ રેલ્વે મુસાફરી કરતા હતા.) સુરત સુધીની લીધી. ટીકીટ લીધા પછી ટ્રેન પણ તૈયાર આવી ત્યાં ઉભી. તેમાં ખાલી જગ્યા જોઇ સરસામાન લઇ તે બેસી ગયા. ટ્રેન પણ બિચારી ! થાક લાગ્યો હોય તેમ આવીને થોડીવાર ત્યાં ઉભી રહી. પરંતુ તે ક્યાં સુધી થોભે ! તે તેના હાથમાં ન હતું, તેની નાડી પરાયા પાસે હતી; જેથી સામાની મરજી ઉપર તેને ચાલવું કે ઉભું રહેવું પડતું ! માટે તે પરસત્તાની મરજી થતાં તેને ભલેને 'ગુજરાત મેલ' જેવી ટ્રેન છે, તોપણ ચાલવા હુકમ કર્યો ! આ 'ગુજરાત મેલ' ની મરજી જરા ઉભી રહેવાની હોવાથી બુમો (સીસોટી) પાડવા લાગી ! તોપણ પરસત્તા જબરી જ હોઇ તે સ્વીકારનારને તેનો હુકમ ગુલામ માફક માનવો જોઇએ. તે પ્રમાણે આ ટ્રેનને બુમો પાડતાં છેવટ ચાલવું જ પડયું. જેમ ઘોડાને ચાબુક પડતાં વધુ વેગથી જ ચાલવું પડે, તેમ આ ટ્રેનને જરા વધુ કળ મરડે કે વધુ વેગથી જ ચાલવું પડતું. આમ દરેક મોટાં સ્ટેશનો વટાવતી છેવટ સુરત સ્ટેશને ટ્રેન આવી. "હવે ભાડાનું ઘર ખાલી કરો." એ કહેવત મુજબ આપણા મી. બીહારીલાલ સરસામાન સાથે નીચે ઉતરી પડયા. ત્યાંથી પ્લેટફૉર્મની બહાર નીકળી ભાડાની ઘોડાગાડી કરી ભાગા તળાવ ઉપર આવેલા સરદાર જાફરઅલીને બંગલે સીધાવ્યા. એકવાર પ્રથમ અહીં આવી ગયેલા હોવાથી તે શોધી કાઢવા માટે મુશ્કેલી પડી નહિ. સરદાર જાફરઅલી બંગલામાં હતા. તેમણે છજામાથી મી. બીહારીલાલને ઘોડાગાડીમાંથી ઉતરતાં જોતાં વેંત એકદમ ચોંક્યા ! તોપણ સ્વાગત કરવા વિવેકની ખાતર નીચે ઉતરી સામા લેવા ગયા. અરસપરસ બેઉ જણ એકબીજાને મળ્યા. વળી વ્યવહારક

ધોરણે સમાચાર એકબીજાના પૂછ્યા. પછી બન્ને જણે સરદાર જાફરઅલીના બંગલામાં દિવાનખાનામાં બેઠક લીધી. મી. બીહારીલાલને ત્યારબાદ ચા, નાસ્તો કરાવ્યો. આમ આતિથેય કર્યાં પછી સરદાર જાફરઅલીએ પ્રશ્ન કર્યો.–" આપનું આગમન અત્રે પુનઃ કેમ થયું ?"

મી. બીહારી—" જી. કામ તો ફક્ત આપની દીકરીના ખૂનની તપાસ સિવાય અન્ય કાંઇ જ નહિ."

સરદાર જાફર—" શું ખૂનીનો પત્તો લાગ્યો ?"

મી. બીહારી—" જી. તેવું કંઇ છે ખરૂં ! અને તે આ પત્ર જોવાથી આપને વિદીત થશે." (આમ કહી ખિસ્સામાંથી જે કાગળ સરદારખાંના મકાનમાંથી પહેલે દિવસે લાવ્યા હતા તે જાફરઅલીના હાથમાં મૂકયો.)

જાફરઅલીએ કાગળ વાંચવા માંડયો. તેમ તેમ તેમની ભવ્ય આંખો ક્રોધથી રક્ત થવા લાગી. કાગળ પૂરો વાંચી રહ્યા, એટલે મોટેથી બોલ્યા કેઃ " બસ એજ ખૂની ! એના સિવાય બીજો કોઇ હોઇ શકે જ નહિ !"

મી. બીહારીલાલ—" શું એ માણસ આપનો પરિચયવાળો છે ?"

સરદાર જાફરઅલી—" નહિ. હું તો એને ઓળખતો પણ નથી ! પરંતુ આ કાગળ ઉપરથી જણાય છે કે એજ માણસ ખૂની હોવો જોઇએ."

મી. બીહારી—" આ નામનો માણસ આપને ત્યાં કોઇવાર આવેલો છે ?"

સરદાર જાફર—" ના જી. એ નામનો માણસ મારે ત્યાં આવેલો હોય તો હું આપને કહ્યા વગર રહું જ નહિ !"

મી. બીહારી—" આપની દીકરી મહેરૂન્નિસાએ, ઇંગ્લીશ જ્ઞાન સંપાદન કરેલું ? કરેલું હોય તો ક્યાં અને કેટલી મુદત સુધી ?

સરદાર જાફર—"ઇંટરમીજીયેટ સુધી ઇંગ્લીશ જ્ઞાન લીધેલું હતું. તેમાં મેટ્રીક સુધી સુરતમાં રહીને અને ત્યારપછી મુંબાઈમાં તેના મોસાળમાં આબાસખાંના ઘેર રહીને લીધેલું. સુરતમાં સને ૧૮૮૬ની સાલ સુધી રહી, બાદ તે મુંબાઇ ગઇ હતી."

મી. બીહારી—"તમારી દીકરી મેટ્રીકમાં હતી ત્યારે કોઇ પુરૂષને તેની સાથે પ્રેમ કરતાં જોયેલો?"

સરદાર જાફર—"ના. તેવી પણ ખબર નથી. એવા તો ઘણા સહાધ્યાયી વિદ્યાર્થીઓ તેની સાથે એક જ કોલેજમાં હતા!"

મી. બીહારીલાલ—"તમારી કોમના સહાધ્યાયી પૈકી કોઇ તમારે ત્યાં આવતો જતો હતો?"

સરદાર જાફર—"જી ના."

મી. બીહારી—"જુઓ હવે સ્પષ્ટ જણાવું તે સાંભળો. ખોટું લગાડશો નહિ. તમારી દીકરી મેટ્રીકમાં ભણતી હતી ત્યારે કોઇની સાથે પ્રેમમાં પડેલી હોવાનું તમે જાણો છો?"

સરદાર જાફર—"મને તે બાબતની બીલકુલ ખબર જ નથી. વળી કોઇ પરાયા પુરૂષની સાથે ફરતાં પણ જોઇ નથી!"

મી. બીહારી—"શું ત્યારે? હું અહીં સુધી આવ્યો, છતાં નિષ્ફળ થયો? અને પત્તો નહિ જ મળે?"

સરદાર જાફરઅલી—"તપાસ કરતાં એ નામનો ઇસમ કદાચ મળી આવવા સંભવિત છે! પરંતુ હજુ તેવો પ્રયત્ન થયો નથી ત્યાં સુધી નિરાશ થવાનું કારણ નથી."

આ વાતચીતમાં મી. બીહારીલાલને છેવટ પરિણામમાં કંઇ સાધનીક પત્તાની સફળતા મળી નહિ. થોડીવાર પછી ત્યાંથી બહાર ફરવા જવાનું સરદાર જાફરઅલીને કહી શહેરમાં નીકળી પડયા. રસ્તામાં ચાલતાં ચાલતાં અનેકાનેક તરંગો, આ કેસના સંબંધી ચલાવવા લાગ્યા. તેના પરિણામે મોંઢેથી પણ બબડતા. કોઇ કોઇ વખત 'પેલો કાગળ'

ખિસ્સામાંથી કાઢે અને વાંચે. વળી વચમાં ચાલતાં કોઈ મુસલમાન કોમનો માણસ સામો મળતો તો 'અલાઉદ્દીન' સંબંધી ખુલાસો મેળવવાનું મન થઇ જતું ! છેવટે શહેર વચ્ચે પોલીસ ચોકી આવી ત્યાં કોન્સ્ટેબલને ઓફીસમાં હાજર જોઇ તેમની પાસે ગયા. અને પોતાની ઓળખાણ કરાવી. કોન્સ્ટેબલે આ નામાંકિત ડિટેક્ટીવનું આગમન અત્રે કયા સંજોગોમાં થયું તે સંબંધી મી. બીહારીલાલને પ્રશ્ન કરતાં તેઓએ 'અથ ઇતિ' સુધી આખા કેસની હકીકત કહી સંભળાવી. તેમજ સાથે લાવેલ પત્ર ખિસ્સામાંથી કાઢી કોન્સ્ટેબલને આપ્યો. પત્ર આપતી વખતે સૂચના કરી કે: "આ નામનો માણસ આપના શહેરમાં ગમે તે ઠેકાણે યા ગમે તે ટાઇમે મળે કે તુરત પરહેજ કરવો, અને મને ખબર આપવી; આ વ્યક્તિ હસ્તગત થતા સુધી બાતમી મેળવવા મારી ખાસ ભલામણ છે." કોન્સ્ટેબલે તે બાતમી ઘણી ખુશીથી મેળવવા કબુલ કર્યું. જ્યારે એક જ ડીપાર્ટમેન્ટના નોકરો તથા સરખા દરજ્જાના હોય, ત્યારે સ્વાભાવિક રીતે એકબીજાને મદદરૂપ થઇ પડવા દંતેજાર હોય છે, એ આ ઠેકાણે ઇસારા તરીકે જણાવીએ છીએ. તેજ પ્રમાણે મી. બીહારીલાલ અને કોન્સ્ટેબલ માટે બન્યું. અહીંઆથી સંતોષકારક દિલાસો મી. બીહારીલાલને મળ્યો એટલે તેઓએ રજા માગી અને રસ્તા તરફ પ્રયાણ કર્યું. હવે ક્યાં જવું' ને શું કરવું ! એમાં તલ્લીન થતાં છેવટે 'હાઇસ્કુલ' તરફ જવું એવું અંતઃકરણથી નક્કી કરી ઘોડાગાડી ભાડે કરી. તેમાં બેસીને 'તેઓ હાઇસ્કુલ' બંધ થવાના અરસામાં ત્યાં જઈ પહોંચ્યા. અંદર જઇ પ્રિન્સીપાલને પોતાની ઓળખાણ કરાવી. આથી તેઓ સાહેબ દેશી નોકર હોવાથી ઘણા માયાળુ હતા. તેમણે વિવેકપૂર્વક મી. બીહારીલાલનો સત્કાર કર્યો. બાદ મી. બીહારીલાલને પૂછવા માંડયું કે: "આપને અહીંઆં સુધી તસ્દી લેવાની કયા કારણે જરૂર પડી છે ?"

મી. બીહારીલાલ—"આપની કૅાલેજમાં કયી સાલથી દફતરી કાગળો સામેલ છે ?"

પ્રીન્સીપાલ—" જી. અહીંઆં તો સને ૧૮૮૦ ની સાલથી આજ સુધીનાં એટલે લગભગ ૧૨-૧૩ વર્ષનાં છે."

મી. બીહારી—" આપની કૉલેજમાં 'મીસ મહેરૂન્નિસા જાફ્રર-અલી' એ નામની સ્ત્રીએ મેટ્રીકમાં શિક્ષણ લીધું છે. તે કયી સાલમાં છે? તે સંબંધીના કાગળપત્રો મારે જોવા છે. મહેરબાની કરી આપ જરા તસ્દી લેશો?"

પ્રિન્સીપાલ—" વાહ! એમાં તસ્દી શાની! હું ગવર્મેન્ટ નોકર અને તેમાં તમે તો તે ઉપરાંત છૂપી પોલીસના બાહોશ ડિટેક્ટીવ અમલદાર છો! તો મારી ફરજ છે કે તમો કહો તે કાગળો મારે બતાવવા પડે. હા! પણ આસરે આજથી કેટલા વર્ષ ઉપર એ સ્ત્રી શિક્ષણ લેતી હતી?"

મી. બીહારી—" સને ૧૮૮૫ અગર સને ૧૮૮૬ સાલ છે. એ સિવાય બાજી સાલ જોવી જ નહિ પડે. એમ હું ચોક્કસ ખાત્રી કરીને આવ્યો છું."

ઠીક છે' એમ કહી પ્રિન્સીપાલ સાહેબે કૉલેજના એક માસ્તરને બોલાવવા સીપાઈને હુકમ કર્યો. સીપાઇ માસ્તરને બોલાવી લાવ્યો. માસ્તરને દેખી પ્રિન્સીપાલે કહ્યું; " માસ્તર! આ ડિટેક્ટીવ સાહેબને મેટ્રીકના સને ૧૮૮૫ સને ૧૮૮૬ સાલના વિદ્યાર્થીઓનું રજીષ્ટર બતાવવાનું છે માટે રેકર્ડમાંથી તે કાઢી લાવો?" માસ્તર હુકમ પ્રમાણે રેકર્ડમાંથી બન્ને સાલનાં રજીષ્ટરો લાવી તુરત હાજર થયા. રજીષ્ટરો જોતા બરાબર એકદમ કોઇ શિકારીને શિકાર મલે તે વખતે જેટલી તત્પરતા બતાવે તેટલી ઝડપથી માસ્તરના હાથમાંથી બન્ને રજીષ્ટરો મી. બીહારીલાલે લઇ લીધાં. અને 'મીસ મહેરૂન્નિસા જાફ્રરઅલી'નું નામ શોધવા લાગ્યા. શોધતાં શોધતાં સને ૧૮૮૬ સાલમાં:-

| અ. નં | નામ | જાત | રહેવાસી. |
|---|---|---|---|
| ૧૫ | મીસ મહેરૂન્નિસા–જાફરઅલી | મુસલમાન | સુરત–ભાગા તળાવ |

એ વિગતથી આ નામ મળી આવ્યું. તુરત તેજ સાલમાં બીજું નામ ' અલાઉદ્દીન ' નું જોવા લાગ્યા. તે પણ:–

| | | | |
|---|---|---|---|
| ૨૨ | અલાઉદ્દીન કમરૂદ્દીન | મુસલમાન | હાલ સુરત. ઇસ્લામી બોર્ડિંગ. |

આ પ્રમાણે બન્ને નામ મળ્યાં. વળી પુનઃ વિચાર થયો કે, અલાઉદ્દીન નામનો બીજો વિદ્યાર્થી તે અરસામાં તો નહિ હોય! તેનો ચોક્કસ તપાસ કરી જોઉં તો ઠીક! આ કારણે બન્ને રજીષ્ટરો ફરીથી તપાસી નાંખ્યા. તો એ નામનો બીજો ઇસમ હતો જ નહિ એમ ખાત્રી થઇ. આ વખતે મી. બીહારીલાલનો પ્રફુલ્લિત ચહેરો જોવાને ફક્ત પ્રિન્સીપાલ. માસ્તર અને સીપાઇ સિવાય બીજો ભાગ્યશાળી થયો નહિ. ખરેખર! આવો આનંદ પ્રયત્નશીલ માણસને જ મળે છે. તેવા માણસને કોઇ કામ સંપૂર્ણ કરતાં બલ્કે એકાદ વખત ફતેહમંદ થાય, ત્યાર તે વખતનો તેનો આનંદ, પ્રથમની તેને હજારો નિરાશાઓ મળી હોય તોપણ તે જમીન દોસ્ત થઇ જાય છે. મી. બીહારીલાલ આ આનંદમાં એવા ગરકાવ થઈ ગયા કે, પ્રિન્સીપાલ સાથે વિવેક ભર્યો ઉપકાર માનવાનું પણ જતી વખતે વિસરી ગયા! અરે! હા! પણ સબૂર! આ આનંદ કેટલા ટાઇમનો હતો' એ જયારે રજીષ્ટરમાંની નોંધવાળી નામનીશી કાઢી 'અલાઉદ્દીન' નું રહેઠાણ મી. બીહારીલાલે વાંચ્યું ત્યારે જ જણાયું. તેમાં 'અલાઉદ્દીન કમરૂદ્દીન, હાલ ઇસ્લામી બોર્ડિંગમાં ' આમ લખ્યું છે. તે બોર્ડિંગ એ સાલમાં કયાં હતી, અને હાલ છે કે નહિ, એ સંબંધીનો તપાસ અધુરો જ રહેલો છે! તે સિવાય ચોક્કસ હલનો પત્તો એ ઇસમનો મળી આવવો અશકય છે! જેથી આ સંબંધીનો ખુલાસો

સરદાર જાફરઅલી પાસેથી મેળવીશ ! આમ ધારી ઉતાવળે ઘોડાગાડી-વાળાને હાંકવા મી. બીહારીલાલે કહ્યું. ગાડીવાને પૂરવેગથી ઘોડાને દોડાવ્યો. જ્યાં સરદાર જાફરઅલીનું મકાન આવ્યું કે, તુરત મી. બીહારીલાલ ઉતરી પડયા. ઘોડાગાડી વાળાને એક રૂપિઓ વધારે બક્ષીસનો આપ્યો. પછી મકાન અંદર ગયા તો, તે વખતે જાફરઅલી વાળું કરવાની તૈયારીમાં હતા. ટાઇમ લગભગ સાંજના સાડા સાતનો થવા આવ્યો હતો. મી. બીહારીલાલને દેખી, જાફરઅલી રસોડામાંથી પાછા મળી વાતચીત કરતાં, મી. બીહારીલાલે તેમનેવાળું કરી લેવા સલાહ-આપી. હું પોતે પણ ત્યાં સુધીમાં નાસ્તો કરી લઇશ એમ તેઓએ જણાવ્યું. આથી જાફરઅલી વાળું કરવા ગયા. તે આવતા સુધીમાં મી. બીહારીલાલે નાસ્તો કરી લીધો. બેઉ જણ સાથે પરવાર્યા પછી પાન ખાઇને મીઠી ગોષ્ટીઓ કરવામાં રોકાયા. વાતમાંને વાતમાં ઇસ્લામી બોર્ડિંગ સંબંધી સઘળી માહિતી મી. બીહારીલાલે, સરદાર જાફરઅલીને પૂછી લીધી. સ્વાભાવિક રીતે સરદાર જાફરઅલીએ પ્રશ્ન કર્યો કે: " આ બોર્ડિંગ તો લગભગ પંદર વર્ષથી અહીંના એક ધનાઢય મુસ્લીમ આગેવાન તરફથી ચાલે છે. તે મારા મકાનથી લાગીને જ લગભગ ૩૦૯ કદમને છેટે આવેલી છે. આપને એ બોર્ડિંગની શી જરૂર પડી ? " મી. બીહારીલાલે જણાવ્યું કે: " હું જે ઇસમ સંબંધી આપની પાસે માહિતી લેતો હતો, તે નામનો ઇસમ મહેરૂન્નિસાનો મેટ્રીકમાં સહાધ્યાયી હતો એમ નિર્ણય થયું છે. પરંતુ તેનું રહેઠાણ તે વખતે ' ઇસ્લામી બોર્ડિંગ ' એમ લખેલું છે. જેથી તે બોર્ડિંગનો પત્તો મળ્યા સિવાય એ નામના ઇસમની બીજી કંઇ પણ હકીકત મળવી મુશ્કેલ હતી. હવે જરૂરથી એ ઇસમનો પત્તો સહેજે મળી શકશે ". આ વાતચીત પૂરી થતાં સુવાનો ટાઇમ થવાથી બન્ને જણ પોત પોતાની પથારીમાં જઇને સુતા. ' રાત્રિ પછી પ્રભાત ' એ અનુક્રમે તિમીરનો નાશ થતાં આપણા મી. બીહારીલાલે વહેલા ઉઠી શૌચ, દંતધાવન, સ્નાન વિગેરે વિધિથી પરવારી ચા લીધી. આ વખતે

બરાબર સવારના સાતના ટકોરા ખણણણુ સંભળાયા કે તુરત ઇસ્લામી બોર્ડિંગની મુલાકાતે પોતે સીધાવ્યા. ત્યાં જઇ બોર્ડિંગના વહિવટ કર્તા સરફુદીન શેઠની મુલાકાત લઇ પોતાની ઓળખાણુ કરાવી. આથી તેઓએ માગે તે હકીકત પૂરી પાડવા કબુલ કર્યું. બાદ મી. બીહારીલાલે સને ૧૮૮૬ ની સાલમાં બોર્ડિંગમાં રહેલા વિદ્યાથીઓનું રજીષ્ટર માગ્યું એટલે એ રજીષ્ટર સરફુદીને લાવી રજુ કરી દીધું. તેમાંથી મી. બીહારીલાલને 'અલાઉદ્દીન કમરૂદીન 'નું નામ શોધતાં જડી આવ્યું. એ નામ સામે રહેનારના આસનમાં 'મહેમદાવાદ' ગામ લખેલું હતું. આ હકીકતની નોંધ મી. બીહારીલાલે પોતાની નોંધપોથીમાં કરી લીધી. અને તુરત સરફુદીન શેઠની રજા લઇ સ્ટેશન ઉપર આવી મહેમદાવાદના પોલીસ સબ ઇન્સ્પેક્ટર ઉપર તાર કરી દીધો કે: " અલાઉદ્દીન કમરૂદીન નામનો માણસ હાલ મહેમદાવાદમાં છે કે કેમ ? હોયતો તુરત અટકમાં લેશો? અને ના હોયતો તે હાલ કયાં છે? અગર તેનાં સગાં સ્નેહીઓમાં કોણ કોણ છે? તેની મીલ્કત છે કે કેમ ? આ પ્રમાણે ખુલાસો તુરત મ્હને સુરતમાં સરદાર જાફરઅલી ઠે. ભાગા તળાવ, એ શિરનામે મોકલશો." આ મતલબનો તાર મૂકી પરત શહેરમાં આવતાં, વળી પાછી બોર્ડિંગ પ્રિય થઇ પડી. જેથી ત્યાં જઇને દરેક રૂમ, તથા વિદ્યાર્થીઓનું નિરીક્ષણ કરવા લાગ્યા. નિરીક્ષણ કરતાં કરતાં એક રૂમમાં તદ્દન નવીન નવીન ' વિદ્યાર્થી મંડળ ' ના ફોટા જોવામાં આવ્યા. તે ફોટાઓ કયી સાલમાં પડાવેલા, તે સાલ તથા તારીખ સુદ્ધાં ચાતક દ્રષ્ટિએ જોવાથી લખેલું જણાઇ આવતું હતું તેમાં એ ફોટો સને ૧૮૮૬ સાલમાં પડાયલો જણાયો. તે ફોટો ધીમે રહી નીચે ઉતારી સુક્ષ્મ દ્રષ્ટિથી મી. બીહારીલાલ તેનું અવલોકન કરવા લાગ્યા; તો વિશેષમાં દરેક વિદ્યાર્થીનું નામ પણ ઝીણા અક્ષરોથી તેઓએ તે વખતે પહેરેલા બદન ઉપર ચોંઢેલાં હતાં. એ નામો વાંચતાં વાંચતાં અલાઉદ્દીન કમરૂદીન નું નામ વાંચવામાં આવ્યું; કે તુરત સરફુદીન શેઠ પાસે જઇ વિનંતી કરી કહ્યું કે: " આટલો ફોટો જરૂરથી મને

આપો તે મારા કેસના પૂરાવામાં ઘણો જ ઉપયોગી થઇ પડવાનો છે. વળી તમામ કેસનો આધાર આ ફોટા ઉપર છે." સરફુદીન શેઠે જવાબ આપ્યો કેઃ "આ બોર્ડિંગના માલીકનો હુકમ મંગાવું ત્યાં સુધી આપ જરા થોભો." પછી સરફુદ્દીન શેઠે ટેલીફોન થી હુકમ મંગાવ્યો. એટલે મી. બીહારીલાલને તે ફોટો મળ્યો. તે લઇ આનંદમાંમગ્ન થતા થતા તેઓ સરદાર જાફરઅલીને ત્યાં આવ્યા. વળી સઘળી વાતથી તેઓને વાકેફ કર્યા આ હકીકત સાંભળી જાફરઅલીએ 'થેંકયુ' મી. બીહારીલાલ. આપે ઘણી સારી રીતે શોધ કરી ખૂનીનો પત્તો પાડવા માંડયો છે ! અને તે માટે હું પણ આપનો ઉપકાર ભુલીશ નહિ. " એમ કહી પ્રશંસા કરી. મી. બીહારીલાલ કંઇ પોતાની પ્રશંસાથી ફુલી જાય તેવા નહતા. તેઓનો પ્રાધાન્ય ઇરાદો કેસમાં ગુન્હેગારને શોધી કાઢી સજાએ પહોચાડવો, એ સિવાય ઇતર કોઇ પણ બાજુ તરફ લક્ષ્ય આપતા નહતા. જેથી જાફરઅલીએ માનેલા ઉપકારનો પ્રત્યુત્તર ફકત એમાં હું શુ કરૂં છું ! મારી ફરજ સિવાય અદકું કાંઇ નથી એવો સીધો જવાબ આપી, મળેલો ફોટો બરાબર ગુપ્ત રીતે પોતાના ઑવરકોટના ખિસ્સામાં રાખી લઇ બહાર નીકળી પડયા. તેઓ સીધા પોલીસ ગેટ ઉપર જઇ આ ફોટાની લગભગ સો પ્રતો કરાવી મંગાવવા કોન્સ્ટેબલને ભલામણ કરી. કોન્સ્ટેબલે તે પ્રમાણે પોતાના નોકરને બોલાવી નકલો જેમ બને તેમ જલદી કરાવી લાવવા આજ્ઞા કરી. આ વખતે જનારો નોકર વિશ્વાસુ હોવાની મી બીહારીલાલ ખાત્રી કરવા ચૂકયા નહિ ! નોકરે કારખાનેથી આવી ખબર આપી કે સાંજે આઠ વાગે પ્રતો મળી જશે. પછી મી. બીહારીલાલે, પોતાના-ઉતારાના સ્થળે પ્રતો આવેથી મોકલી દેવા સૂચવી ત્યાંથી જમવાનો ટંઇમ થવાથી પરત મુકામે આવ્યા. રસોઇ તયાર હતી જેથી જમી લીધું. આજનો દિવસ મી. બીહારીલાલને માટે ઘણો જ આનંદપ્રદ હતો. તે કારણે સાધારણ સારા સ્થળે બહાર નીકળી જવાનું મન થયું. વળી ઉનાળાનો પ્રખર તાપ હોવાથી આરામ લેવા ચિત્ત પ્રેરાયું. પ્રથમ

આરામ લઇ સાંજના ટાઇમે હવા ખાવા નીકળીશ, એમ ધારી પથારી કરાવી આરામ લેવા સુતા. સાંજના ચાર વાગે ઉઠી ચા લીધા બાદ તાપી નદીના કીનારા ભણી દષ્ટિ જવાથી તે તરફ વળ્યા. કીનારેથી નદીમાં ઉતરી પાણીનું સાધારણ, પરંતુ નિર્મળ ઝરણ ધીમે ધીમે વહન કરતું હતું. તેની આજુબાજુ ઝીણું ઝીણું લીલોતરી ઘાસ ઉગ્યું હતું તે ઘાસ ઉપર જઈને બેઠા. આજના કર્તવ્યથી અનાયાસે ધાર્યા કરતાં વધુ સફળતા મળી ! જેથી મી. બીહારીલાલનું મન આનંદમા ડોલાયમાન થયા કરતું હતું. એક તરફથી પવન પણ મંદમંદ ફુંકાતો હતો. પવનની ફરફરતી ઠંડી લ્હેરો તેમના આનંદમાં ઓર વધારો કરતી હતી. આમ બન્ને તરફથી આનંદ સાથે શીતળ લ્હેરોની લ્હેજત ભળતાં જાણે ઘડીભર શાંતિજ ત્યાં ખડી થઇ ન હોય તેઓ દેખાવ થઇ રહ્યો, આથી મી. બીહારીલાલની 'સોનામાં સુગંધ ભળે' તેવી સ્થિતિ થઈ રહી. ધીમે ધીમે કાળનું વહન એવી રીતે થાય છે કે, સેકન્ડની મીનીટ, મીનીટોના કલાક, કલાકોના દિવસ, દિવસોના માસ, માસનાં વર્ષો, એવાં કેટલાંય વર્ષોનો યુગ, અને એવા અનેકાનેક યુગો પણ થઇ ગયા. છતાં એ 'કાળ'ને વિશ્રાંતિ જ આ જગતમાં નથી ! વિશ્રાંતિ મળે તે પળે જ આ જગતનો પ્રલય પણ સમજવો ! એવો 'કાળ' (ટાઇમ) ફક્ત સાંજના ચારથી સાત વાગ્યા સુધીનો ત્રણ કલાક જવો, એ એના સિદ્ધાંતથી નજીવો છે. તે પ્રમાણે મી. બીહારીલાલ સાતના ટકોરા 'ટાવર'ના સાંભળતાં જ પોતે મુકામ તરફ જવા ધીમે ધીમે કૂચ કરી. મુકામે આવતાં સાડાસાત વાગ્યા. તે વખતે વાળુ કરવાની તૈયારી હોવાથી તે પતાવી લીધું. અને ત્યાંથી ઉઠી દિવાનખાનામાં જઇ પેલા 'ફોટાની પ્રતો' આવવાની રાહ જોતા બેઠા. થોડા જ વખતમાં એક સીપાઇ 'તે પ્રતોનું બંડલ' લઇ હાજર થયો. તેણે મી. બીહારીલાલને સો પ્રતો ગણી આપી. તેમ તેણે પ્રતો ગણી લઇ પોતાની ટ્રંકમાં સાવચેતીથી મૂકી દીધી. હવે પોતાનું ધારેલું કામ

ફક્ત 'મહેમદાવાદ'થી ખુલાસો આવે એટલે સંપૂર્ણ થયું કહેવાશે. જો તે ખુલાસો ચોક્કસ મળી આવે તો કોઇપણ પ્રકારે આ ફોટાઓની ભાંજગડમાં ઉતરવું પડે નહિ અને બેડોપાર થાય! આવા વિચારો કરતા કરતા તે પથારીમાં નિદ્રાધીન થયા. વળી સવાર થતાં ઉઠીને 'ફ્રાસ્ટ'માં મુંબાઇ તરફ જવા તૈયારી કરી. સ્ટેશને ગયા તો તાર ઑફીસમાંથી નીચેની મતલબનો તાર, મહેમદાવાદ પોલીસ સબ ઇન્સ્પેકટર તરફથી આવેલો તેમને મળ્યો:–

"અલાઉદ્દીન કમરૂદીન' નામનો માણસ મહેમદાવાદ ગામમાં લગભગ સને ૧૮૮૪ ની સાલ સુધી રહેલો હોવાનું જણાય છે. હાલ કયાં છે તે પત્તો મળતો નથી. તેનાં સગાંસંબંધીમાં કોઇ નથી. મીલ્કત પણ દિવાની કોર્ટથી લેણદારોએ હરરાજ કરાવી નાંખી છે. વિશેષમાં એ સુરતમાં ઇંગ્લીશ ભણવા ગયો છે એમ જણાય છે. તે ઘરનો ઘણો ગરીબ છે."

અરે વાહ! આ તો તાર કે નિરાશાના સમાચાર! એવા ખેદજનક શબ્દો મી. બીહારીલાલના મુખમાંથી નીકળી પડયા. હવે એ અલાઉદીન કોણ? અને કયાં હશે! એ કોણ કહે! અરે! આ ફોટાઓ જ એને શોધી કાઢશે! હું કેમ નિરાશ થાઉં! આમ વિચારો કરતાં ટ્રેન આવવાની રાહ જોવા લાગ્યા.



## પ્રકરણ ૧૪ મું

### મળેલી લાસ !

એક બાજુએ નિરાશા તો બીજી બાજુએ આશા ! આવા હવાઇ તરંગોમાં જ મી. બીહારીલાલ ઉડયા કરે છે. કંઇક શંસોધન આવતાં તે સાધન એકાએક ચાલ્યું જાય છે એટલે હતાશ થાય છે. વળી તે ખંડન થતાં, મંડાણ પણ બીજી દિશાએથી કરવા તત્પર થાય છે. મી. બીહારીલાલ ગમે તેટલા પ્રયત્નશીલ છે. તોપણ પ્રબળ ભાવિ આગળ તેઓ માત્ર મનુષ્ય હોવાથી તેમનું કાંઈ ચાલી શકતું જ નહિ. જ્યારે સંસ્કાર હશે ત્યારે મી. બીહારીલાલને સંજોગો આપોઆપ સાનુકુળ થઇ, ભાવિસુદ્ધાં તેમના પ્રયત્નમાં સહાય કરે ! પરંતુ હાલતો ઉપર કહ્યા પ્રમાણે તેઓ ગોથાં જ ખાયા કરે છે. તાર મળ્યો ત્યારે તેઓ સ્ટેશન ઉપર તો હતા જ. વળી ટ્રેનનો ટાઇમ પણ થવા આવેલો હતો એટલે થર્ડ ક્લાસની ટીકીટ મુંબાઇ તરફ પ્રયાણ કરવા લીધી. ટ્રેન આવતાં પોતે સરસામાન સહ તેમાં બેસી ગયા. સમય થતાં ટ્રેન ફાસ્ટ હોવાથી ઉપડતા બરોબર જ વેગ વધુ હતો. એટલે સાંજના ચાર વાગે કહેવાતી મુમ્બાપુરીમાં આવી પહોચી. ધારેલું સ્ટેશન આવતાં મી. બીહારીલાલ ઉતરી પડયા. અગાઉથી તાર આપી મી.

અકબરખાંને પોતાના આવવાના સમાચાર સૂચવેલા હોવાથી તેઓએ સ્ટેશને સામી મોટર મોકલી હતી. તેમાં મી. બીહારીલાલ બેસી ગ્રાંટરોડ ઉપર આવેલી પોતાની ઓફીસના દરવાજે મોટર આવી ઉભી રહી. ત્યાં લોકોનું જામેલું ટોળું ઉભું રહેલું જોયું. આથી મી. બીહારીલાલને કંઇક આશ્ચર્ય લાગ્યું, પોતે મોટર ઉભી રહેતા બરોબર એકદમ બહાર કુદી પડયા, અને ટોળામાં જઇને દાખલ થયા. ત્યાં તેઓના સાથીદાર ડિટેકટીવ મી. અકબરખાં પણ હતા. તેઓના હાથમાં કાગળ હતો, તે ઉપર કલમથી લખતાં જોયા. એટલામાં તો મી. અકબરખાંની નજર મી. બીહારીલાલના તરફ ગઇ. બન્નેની દષ્ટોદષ્ટ થતાં મી. બીહારીલાલે કહ્યું કેઃ–" આ શું ગોટાળો છે ? શું લખો છો ?"

મી. અકબરખાં—" સાહેબ ? આપ એક ખૂનના આરોપીને શોધવા ગયા હતા, ત્યારે હું એક લાસના પંચકયાસ વિગેરે કાગળો બનાવેલા છે, તે વાંચું છું ! હું પણ આપની પેઠે કામગીરીમાં જ રોકાયો છું !"

મી. બીહારી—" લાસ શું ? પંચકયાસ શું ? એ બધું બરાબર સ્પષ્ટ રીતે જણાવી દો ? અહીં વળી ખૂન થયું છે કે શું ?"

મી. અકબરખાં—" નાજી, ખૂન નથી થયું. પરંતુ લાસ મળી આવી છે. અને તે આપણી ઓફીસના દરવાજા આગળથી જ !"

મી. બીહારી—" કયારે ? અને કયી સ્થિતિમાં હતી ?"

મી. અકબરખાં—" આજરોજ સવારમાં આપણો પહેરાવાળો સીપાઇ વહેલો ઉઠેલો, તે વખતે લગભગ પાંચેક વાગ્યા હશે. ત્યારે તેણે ઓફીસનો દરવાજો ખોલતાં " મરણપ્રાયઃસ્થિતિમાં એક માણસની લાસ જોઇ" જેથી તુરત તેણે આવી મને ખબર આપી. એટલે હું પણ સફાળો ઉઠી લાસ આગળ આવી પહોંચ્યો, મેં પણ તેજ સ્થિતિમાં લાસ જોઇ, જેથી હું ગભરાયો કે વળી આ શું ! અને લાસ કોની ! જેથી તાત્કાલિક પંચકયાસ કરવા માટે લોકોને ભેગા કર્યા. તો તેમાંના કોઇપણ ઇસમે લાસને ઓળખી નહિ. પછી મે. વેડસન સા૦ ને પણ



"મી. ઓધારીલાલ .. ..... .. જોતાં અગાઉ ચમકીને પાંચ કદમ પાછા હઠ્યા!" (જુઓ પૃ. ૧૧૩)

Minerva Printery, Ahmedabad

રિપોર્ટથી ખબર આપી. ત્યાંથી હુકમ આવ્યો કેઃ 'પંચક્યાસ કરી બનેલા કાગળો આ તરફ મોકલી આપવા. તથા મી. બીહારીલાલના આવતા સુધી લાસ આખર મજલે પહોચાડવી નહિ.' આ હુકમ પ્રમાણે પંચક્યાસ વિગેરેના કાગળો કરી, તેની નકલો રાખી લઇ તેઓ સાહેબ તરફ અસલ કાગળો મોકલી આપ્યા. જે નકલો રાખી લીધેલી તે મારી પાસે મારા હાથમાં છે. તેની ઉપર હું અનુક્રમ અંક નાખું છું, તે પણ આપે હાલ આવ્યા ત્યારે જોયું હશે જ! લાસ જે સ્થિતિમાં મળી આવી, તેનો તથા જે જગ્યાએ પડેલી તેનો પણ, પંચક્યાસ કરી નાખ્યા બાદ આ ઓફીસના દરવાજા અંદર ઉંચકાવી ઓટલા ઉપર મુકાવેલી છે. તે જોવા સારૂ લોકોનાં ટોળાં ઉભરાય છે. માટે ખાસ હું પોતે, તેની દેખરેખ રાખી શકું, તે કારણે લખાણનું કામ કાજ અહીં જ હાજર રહી કરી રહ્યો છું. હવે એ લાસ આપ જુઓ. પછી આખર મજલે પહોચાડવા જે તજવીજ કરવી ઘટે તે આપ કરો. મે. વેટસન સાહેબનો હુકમ તો આવી ગયો છે."

આટલું સાંભળતાં તો મી. બીહારીલાલનાં રોમાંચ ખડાં થઈ ગયાં! એક ખૂનનો તપાસ હજી સંપૂર્ણ થયો નથી, ત્યાં વળી બીજું ખૂન શું! અને તે પણ મારી જ ઓફીસ આગળ લાસ મૂકી જવી એ શું! ખરેખર! આ મુંબાઇ નગરીમાં આવા કેટલાયે અનર્થો થતા હશે! તેમાં આતો જાહેર રસ્તા ઉપરની વાત હોવાથી જાણવામાં આવે છે, પરંતુ ગીચ ગલીઓ, જુગારખાનું, ચોર બજાર, એવી વસ્તીમાં થાય તો લાસ પણ મળવી મુશ્કેલ થઇ પડે! આમ કહી મી. બીહારીલાલ લાસ જોવા દરવાજા અંદર ગયા. જોતા બરોબર ચમકીને, પાંચ કદમ પાછા હઠયા! એવું શું હતું! કે એકાએક આવો અભિનય કરવા તેઓનું મન લલચાયું? વાચક! સબુર. તેનું કારણ હોયા સિવાય તે આમ કરે જ નહિ! મી. બીહારીલાલે જે લાસ જોઇ તેનો પગ 'રાંટો' હતો; તેવો જ માણસ મહેરૂન્નિસાના ખૂન વખતે તથા મીસ

માલતી વેશ્યાને ઘેર હાજર હતો. તેજ માણસ હોવો જોઇએ એવું મી. બીહારીલાલને લાગવાથી 'કદાચ નવાઇ પામી એકાએક તેવો દેખાવ થઈ ગયો હોય તો તેમ બનવું સંભવિત છે.

મી. બીહારીલાલે આ લાસના પંચક્યાન વિગેરેના કાગળો, જે મી. અકબરખાં પાસે હતા તે લઇ લીધા. તેમાંથી લાસની સ્થિતિના પંચક્યાસનો કાગળ મનન કરી વાંચી જોયો. વળી પોતાના ખિસ્સામાંથી મહેરૂન્નિસાના ખૂનના તપાસની નોંધપોથી બહાર કાઢી. સરદારખાંના ગૃહમાં, લોહીનાં ટીપાંનું અંતર માપ લઇ ટાંકી રાખેલું, તે પણ વાંચ્યું. વળી ફુટપટી મંગાવી હાલની લાસના એક બીજાના પગની એડીઓ વચ્ચેનું અંતર કેટલે દૂર છે તે માપી જોયું. આ હકીકત ઉપરથી મી. બીહારીલાલે ચોક્કસ અનુમાન કર્યું કેઃ 'રાંટા માણસ' ની તપાસ કરવા જે પોલીસ અમલદારોને કહેલું છે, તેજ માણસ આમ અનાયાસે મરણ સ્થિતિમાં મળી આવેલો છે. તોપણ આખરે અનુમાન એ અનુમાન જ કહેવાય! દ્રઢતાપૂર્વક કહેવાને કાંઇક બળતો પૂરાવો હોવો જોઈએ' જેથી મી. બીહારીલાલે મી. અકબરખાંને પૂછ્યું કેઃ "આ માણસને તમે કેમ ઓળખતા નથી? એ તો આપણે જે રાંટા માણસની શોધ કરવા દરેક પોલીસ અમલદારને સૂચવેલું છે, તેજ માણસ હોવો જોઈએ! તમારો શો અભિપ્રાય છે?" મી. અકબરખાં કંઇક યાદ લાવતા હોય તેવો દેખાવ કરીને કહેવા લાગ્યા કેઃ "હા! હા! સાહેબ હવે યાદ આવ્યું! એ તો મહેરૂન્નિસાના ખુનમાં સામેલ હતો એવું નીકળી આવ્યું છે તેજ કે શું? મને પણ એના પગ જોતાં તેવું જ લાગે છે! મી. બીહારીલાલે તો આ સંબંધી ચોક્કસ નિર્ણય કરવા સારૂ પોતાના નામથી ચીઠ્ઠી મીસ માલતી વેશ્યા ઉપર, તેને તાબડતોબ હાજર થવાના મજકુરની લખી, પોતાના જ વિશ્વાસુ નોકરને આપી રવાના કરી દીધો. નોકર સાઇકલ ઉપર બેસી સપાટાબંધ મીસ માલતીનાં મકાને આવી મી. બીહારીલાલની ચીઠ્ઠી તેને બતાવી. આ મશહુર ડિટેક્ટીવની ચીઠ્ઠી જોતાં જ 'હું તુરત આવું છું' એમ

નોકરને કહ્યું. પરંતુ નોકરે પ્રત્યુતરમાં જણાવ્યું કે ' સાથે જ લઇ આવવા હુકમ છે ' મીસ માલતીએ સર્વાંગ સુંદર પોશાક સજી દાગીના પહેરી લીધા. બાદ નીચે ઉતરી ભાડાની ઘોડાગાડી કરી ગ્રાંટરોડ તરફ પ્રયાણ શરૂ કર્યું. ઘોડાગાડીની પાછળ, નોકર સાઇકલ ઉપર બેસી જવા લાગ્યો. આ પ્રમાણે બન્નેની સ્વારી ગ્રાંટરોડ ઉપર, ઓફીસ નજીદીક આવી. તે વખતે લગભગ સાંજના ૭ નો સુમાર થયો હશે. મી. બીહારીલાલે, મીસ માલતીને લાસ આગળ લઇ જઇ પંચ સમક્ષ તેને લાસ ઓળખવા કહ્યું. તે લાસ જોઇ મીસ માલતીએ લખાવ્યું કે: " આ માણસ, મહમદખાન, તથા બીજા બે માણસો મળી એક રાત્રે મારે ત્યાં જલસો સાભળવા આવેલા હતા. મને ચોક્કસ યાદ છે કે તે રાત્રે મી. બીહારીલાલ પણ અચાનક આવેલા તથા મને બંધન મુક્ત તેમણે કરેલી હતી. તે વખતે થયેલા તોફાનમાં આ લાસવાળો માણસ પણ સામેલ હતો. " આ મતલબનો પંચક્યાસ લખી લીધો ત્યારે જ મી. બીહારીલાલને ચોક્કસ ખાત્રી થઇ કે, મારૂં અનુમાન હવે સત્ય ઠર્યુંછે. પછી મીસ માલતીને પોતાના મકાને જવા રજા આપી. આ તરફ લાસની અંગ ઝડતીનો પંચક્યાસ કરવાની ખામી, મી. અકબરખાંની રહેલી, તે પૂરી કરવાની તજવીજ કરવા માંડી. ઝડતી લેતાં કપડાંમાં ફક્ત હંગેરીયન ટોપી, એક પહેરણ, તથા ચાઇના-સિલ્કનો કોટ, અને પાયજામો હતો. કોટને ખિસ્સાં હોવાથી, તે ખિસ્સાં પૈકીમાંથી શોધ કરતાં એકમાંથી સીગારેટની પેટી, દીવાસળીની પેટી, પૈસા મુકવાનું પાકીટ એટલું મળી આવ્યું. પાકીટમાંથી ચાર રૂપિયા રોકડા તથા છ આનાનું પરચુરણ મળ્યું. તે સિવાય તેમાંથી એક કાગળનો ટુકડો નીકળ્યો. તે ટુકડાનું લખાણ નીચે મુજબનું પંચોએ વાંચવા માંડયું:-

" હવે ચોક્કસ સાવધાન રહે જે? નહિ તો, તારી ખબર લેવાશે. મી. બીહારીલાલ ફાંકડો ડિટેકટીવ હોવાથી તને છોડશે નહિ.

તારી પૂઠ બરાબર પકડવા માંડી છે. પૈસા ચૂકવી દે જે. કંઇ પણ ન્હાનું ચાલશે નહિ. હું ઘણી ભીડમાં છું."

લી. તારો સ્નેહી,

" ......ઉર્ફે **મહમદખાન** "

આ ટુકડો પૂરેપૂરો પંચો પાસે વંચાવ્યો. તેઓ બોલ્યા, તે પ્રમાણે લખી લીધું. એટલે આ પંચક્યાસની વિધિ પૂરી થઇ. લાસની શારીરીક સ્થિતિનો પંચકયાસ તો મી. અકબરખાંએ કર્યો હતો. તે પંચક્યાસથી ફક્ત એટલું નીકળતું હતું કેઃ "મરનાર માણસ રાંટો હતો. અને તેનું મોત પેટમાં ધારવાળું હથિયાર ખોસવાથી થયેલું હતું." હવે લાસ વગે કરી દેવા મી. બીહારીલાલે હુકમ કર્યો. તે પ્રમાણે લાસ દફનાવી દીધી. આ લાસને વગે કરતાં સાંજના આઠ વાગ્યા. એટલે વાળું કરવાનો ટાઇમ થયો હોવાથી મી. બીહારીલાલ તથા મી. અકબરખાં તે માટે દરવાજેથી અંદર જઈ પોત પોતાના મકાનમાં ગયા. લોકોનું ટોળું પણ હવે વિખરાઇ ગયું હતું. મી. બીહારીલાલ પોતાની શય્યામાં પડયા પડયા એકાંત હોવાથી વિચારોનો પ્રવાહ વહેવડાવવા લાગ્યા. જેનાથી કંઈક મહેરૂન્નિસાના ખૂન સંબંધી અજવાળું ભવિષ્યમાં બહાર આવવાનું સાધન હતું, તે પણ નષ્ટ થયું ! અને વળી તે હથિયારથી ! શું આ કૃત્ય મહેરૂન્નિસાના ખૂનીનું જ હશે ! હોય તો ક્યા સંજોગોમાં તે મરાયો ! જે કાગળ ખિસ્સામાંના પાકીટ અંદરથી મળી આવ્યો, તેનું રહસ્ય અલબત્ત મહેરૂન્નિસાના ખૂન સંબંધી જ છે, એમાં સંદેહ નથી ! કાગળ ક્યાંથી લખ્યો છે. તે ઉપરથી જણાતું નથી પણ......ઉર્ફે મહમદખાન, લખનાર છે. ત્યારે એ મહમદખાનનું મૂળ યા બીજું શું નામ હશે ! તે કાગળ આ રાંટા માણસને શી રીતે મળ્યો ! અગર કેવી રીતે તેની પાસે આવ્યો ! લઇને ક્યાં જતો હશે ! આ પહેલાં તે કેટલી મુદતનો લખેલો હશે ! ખરેખર, આ મહેરૂન્નિસાનું ખૂન બહુ ભેદ ભરેલું છે ! ખૂની ઘણો ઉસ્તાદ હોવો જોઇએ ! હવે તો

મહમદખાનનો પત્તો લાગે કિંવા હું ફોટાઓ લાવ્યો છું તે ઉપરથી 'અલાઉદ્દીન કમરૂદીન' નામનો ઇસમ પકડાય તો જ કેસનો કંઇ અંત આવે તેમ છે ! તે સિવાય બીજું સાધન હાલ મારી પાસે નથી. હવે ભવિષ્યમાં હાથ લાગે તે ખરૂં ! આવા સ્વપ્નવત્ વિચારોમાં મી. બીહારીલાલને કંઇક યાદ આવવાથી ઉઠયા. અને અંગ ઝડતીમાંથી ઉપર બતાવેલો કાગળનો ટુકડો મળી આવેલો, તે મહેરૂન્નિસાના ખૂનના કેસના કાગળોમાં ગોઠવી દીધો. હાં પછી ! પછી શું ! બનવાનું બની ગયું. અને નિદ્રાનો પ્રબળ પ્રતાપ મી. બીહારીલાલ ઉપર ફરી વળ્યો. હવે તે જાગૃત થશે ત્યારે આગળની હકીકત જાણી શું ! જેથી સુજ્ઞ વાંચક ! અધીરો થા મા. જરા આગળ ચાલ ને જોતો ખરો, કે બીજા પ્રકરણમાં શું આવે છે.



# પ્રકરણ ૧૫ મું

## સોનેરી ટોળી !

પ્રિય પાઠક ! તને યાદ હશે કે મુંબઇનાં છાપાંનો પોકાર સાંભળી, મે. વેડસન સાહેબે પોલીસ અમલદારોની એક કોન્ફરન્સ ભરેલી હતી અને તે કોન્ફરન્સમાં મી. બીહારીલાલના ભાષણથી હાજર રહેલા દરેક પોલીસ અમલદારો ઉપરતે ઓની નોકરીના કર્તવ્ય સંબંધીના ભાનની સારી અસર થયેલી; તથા પ્રતિજ્ઞાઓ પણ લીધેલી હતી. ત્યારથી એ સર્વ પોલીસ અમલદારો મુંબઇમાં ચોરી, ખૂન, વિગેરે ગુન્હા થતા અટકાવવા સારૂ સખ્ત દેખરેખ રાખતા હતા. જ્યાં માણસોનું ટોળું જમાવ થાય, ચોર બજારની ગલીઓમાં સંધ્યાકાળનો ટાઇમ થાય, જુગારો રમાય, વેશ્યાઓને ઘેર નાચ રંગ થાય, એવાં એવાં જાહેર સ્થળોએ હકુમતવાળો પોલીસ અમલદાર કંઇક છૂપી રીતે ત્યાં હાજર જ રહે છે. આવું એકદમ વાતાવરણ થવાથી ગુન્હેગારો પણ કંઇક ચેત્યા હોય, તેમ ગુન્હા કરવાનું પ્રમાણ ક્રમશઃ ઓછું થતું ગયું. આથી મુંબઇની પ્રજા પણ કંઇક કંઇક સુખી દિવસો જોવાને ભાગ્યશાળી થવા લાગી. કેટલાયે દિવસો કોન્ફરન્સ ભરાયે થયા પછી એક દિવસે વેશ્યા 'મીસ માલતી' ની પડોશમાં, મીસ 'ચંબેલી' વેશ્યાને ત્યાં રાતના લગભગ દશના સુમારે તેનો નાચ-

ચાલતો હતો. અને પ્રેક્ષકવર્ગ વાહ ! વાહ ! ના પોકારો વચ્ચે વચ્ચે મોંઢેથી કરતા હતા. એ પોકારનો સ્વર નીચે રસ્તા ઉપર જનાર માણસો સાંભળતા હતા. વળી તે પણ કંઇક ગમ્મત પડવાથી નાચ સાંભળવા ઉભા રહેતા. જેમ નાચનો રંગ જામતો ગયો તેમ તેમ નીચે માણસોનું ટોળું પણ ધીમે ધીમે જામવા લાગ્યું. આ જગ્યાએ તે સ્થળનો પોલીસ સબ ઇન્સ્પેકટર પણ છૂપા વેશમાં ટોળામાં હાજર હતો, એ કહેવાની જરૂર નથી. કારણ કે ઉપર કહ્યા પ્રમાણે વેશ્યાઓનો નાચ,–રંગ તથા માણસોનું ટોળું આ બન્ને તત્વ ભેગાં થયેલાં હોવાથી તેની હાજરી ના હોય એ બને જ નહિ. મીસ ચંબેલીનો નાચ લગભગ રાતના એક વાગે બંધ થયો. જ્યાં 'નુપૂર' નો રણકાર તથા મીસ ચંબેલીના કોકીલ કંઠમાંથી સરતાં મધુર ગાયનો બંધ થયાં કે, લોકોનું ટોળું ટપોટપ વિખરાવા માંડયું. જે કારણે ઉભા હતા, તે કારણ નષ્ટ થતાં સૌ શા માટે ઉભા રહે ! હવે ઉપરનો પ્રેક્ષકવર્ગ પણ વાહ વાહના પોકારોથી બંધ પડયો. ફક્ત મીસ ચંબેલીનો મુસાહીરો બાકી રહેલો તે ચુકાવવાનો શરૂ થયો. તેમાં એક સખિ ગૃહસ્થ બોલવા લાગ્યા કે: " ભાઇ! એક દશની નોટ વધુ આપો. આપણે વળી તેના બદલે વધારે કાળાં કરીશું. મીસ ચંબેલીને તો આજે ખુશ કરી દો ! " બીજાએ વળી કહ્યું કે: " રોજ રોજ તે કાંઇ શિકાર હાથ લાગે છે ? તેમાં હાલ આપણે જુગાર રમવામાં કયાં બામી રાખવા લાગ્યા છે ! જેટલા લાવ્યા તેટલા ખોયા ! અને જેવા આવ્યા તેવા ગયા ! મીયાં ઠેરના ઠેર ! " આ બધી વાતચીત આપણા પેલા પોલીસ સબ ઇન્સ્પેકટર દ્વાર આગળ છૂપા ઉભા રહી સાભળતા હતા. તેઓને આ વાતચીત ઉપરથી વહેમ આવ્યો કે, આ માણસો બદમાસ હોવાનું જણાયછે. જોકે ઘણા ધનાઢ્ય પુરૂષો વેશ્યાનો સમાગમ કરી પોતાની જાતની તથા પૈસાની ખુવારી કરે છે. તેવા આ લોકો જણાતા નથી. માટે પોલીસનો બંદોબસ્ત કરી આ લોકોની પૂઠ પકડું તો ઠીક; વળી તેઓ કયાં જાય છે તે પણ જણાશે ! આમ વિચાર કરી તેઓ પરત પોલીસ ચોકી ઉપર જઇ

દશેક પોલીસોને હથિયારબંધ લઇ પોતાની પાછળ પાછળ લગભગ પચાસ કદમના અંતરે હોય તે પ્રમાણે કોઇ દેખે નહિ તેવી રીતે છૂપાઇને ચાલી આવવા સૂચવ્યુ. આટલી વિધિ કરી તુરત મીસ ચંબેલીના ગૃહ નજીક આવી, પોતે સાવધાન થઇ છૂપાઇને ઉભા રહ્યા. હજી સુધી ઉપરનો પ્રેક્ષકવર્ગ નીચે ઉતર્યો નહતો. દશેક મીનીટ થઇ હશે ત્યાં તો ધીમે ધીમે એક પછી એક ઇસમ, દાદર ઉપરથી ઉતરતો હોય એવો પગરવ સંભળાયો. અને જોત જોતામાં નીચે આવી એક ઇસમે દ્વાર પણ ખોલી દીધું. તેમાંથી પાંચ ઇસમો વારાફરતી બહાર નીકળ્યા. તેઓ દરેકના હાથમાં એક એક જાડી લાઠી હતી. જેવા તેઓ જાહેર રસ્તા ઉપર આવી પસાર થવા માંડયા કે તુરત પોલીસ સબ ઇન્સ્પેકટરે પૂઠ પકડી. અને તેમની પાછળ પચાસ કદમને છેટે રહી, દશ પોલીસના માણસો પણ હથિયારબંધ છૂપાતા લપાતા ચાલવા માંડયા. આ પ્રમાણે સ્વારી ચાલી રહી છે ત્યાં થોડેક અંતરે એક ગલી આવી. તે ગલીમાં ઉપરના પાંચે સદ્‌ગૃહસ્થો પ્રવેશ કરવા લાગ્યા. થોડેક છેટે ગલીમાં ચાલ્યા, કે તુરત પોલીસ સબ ઇન્સ્પેકટરે નજીક જઇ મોંઢેથી બોલીને અવાજ કર્યો કેઃ “ સબુર ! એટલે જ ઉભા રહો ! ” આગળ ધપ્યા તો મોત છે ? મારે તમારી ઝડતી લેવાની છે. ” આ અવાજ પાંચે સખસોએ સાંભળતા બરાબર સાવધાન થઇ પાછળ જોયું તો પોલીસ સબ ઇન્સ્પેકટર ફક્ત એકલા જ છે, એમ જાણી તેઓએ પાછા વળી પોલીસ સબ ઇન્સ્પેકટરના સામે હાથમાંની લાઠીઓ ઉગામવા તૈયારી કરી. આથી પોલીસ સબ ઇન્સ્પેકટરે ખિસ્સામાંથી સીસોટી કાઢી વગાડી. આ ‘ સમયસૂચક વાઘ ’ નો અવાજ સાંભળતાં પાછળના દશે પોલીસના માણસો હથિયારબંધ આવી, એકદમ હાજર થઇ ગયા. પછી પોલીસ સબ ઇન્સ્પેકટરે પાંચે જણને હસ્તગત કરી લેવા પોલીસોને હુકમ કર્યો. હુકમ થતા બરોબર પાચે પાસેથી પ્રથમ લાકડીઓ મૂકાવી દેવા પોલીસોએ ધમકી આપવી શરૂ કરીઃ “ તમો તમારી લાકડીઓ નીચે મૂકી, એકદમ અમારા તાબે સીધી રીતે થઇ જાઓ ? તે



"પોલીસ સબ ઇન્સ્પેક્ટરે પાંચે જણને હસ્તગત કરી લેવા પોલીસોને હુકમ કર્યો." (જુઓ પૃ. ૧૭૦)

Minerva Printery, Ahmedabad

પ્રમાણે નહિ કરો તો તમારી ઉપર હથિયાર ચલાવીશું. વળી 'ફેર' કરીશું તો તમારા શરીરને ઇજા થશે. અગર વિના કારણ જીવથી જશો!" જ્યાં આવા કડકાઇભર્યા શબ્દો સાંભળ્યા અને પોલીસનો જથો જોયો એટલે પાંચે ઇસમોએ હુકમ પ્રમાણે લાકડીઓ નીચે મૂકી પોલીસને તાબે થઇ ગયા. પોલીસોએ જંજીર પહેરાવી પાંચે જણને પોલીસ ચોકી (થાણું) ઉપર લઇ ગયા. રાતનો ટાઇમ હોવાથી તથા સૂર્યોદય થવાને માત્ર ત્રણ-ચાર કલાક બાકી હોવાથી તેઓને અટકમાં રાખ્યા સિવાય બીજું કંઇ ઝડતી વિગેરેનું કામ કર્યું નહિ. વળી તેઓના અંગપર કપડાં તથા દાગીના ઉત્તમ હોવાથી કદાચ સાચેસાચ સદ્‌ગૃહસ્થો નીકળે તો 'બકરી કાઢતાં ઊંટ પેસે' એ સાદી કહેવત વખતે લાગુ થવાનો ભય, પોલીસ સબ ઇન્સ્પેકટરને લાગવાથી જોહુકમીનું કંઇ પણ કૃત્ય ના કર્યું હોય તો તે વ્યાજબી ગણાય. એમ નિશ્ચય કરી ઝડતીનો વિચાર મુલ્તવી રાખ્યો. સૂર્યોદય થતાં પોલીસ સબ ઇન્સ્પેકટરને પાંચે માણસો શક પડતા માલુમ પડવાથી પંચો બોલાવી તેમની સમક્ષ વારાફરતી દરેક ઇસમની ઝડતી લેવામાં આવી. તે પ્રમાણે પંચકયાસ લખવા માંડયો. આ ઝડતીમાં નીચે પ્રમાણેની હકીકત નીકળી આવી.

" પાંચે માણસોનાં નામ પૂછતાં તેઓએ ૧ ગોવિંદસિંહ, ૨ પ્રેમાનંદ, ૩ બાબરભાઇ, ૪ કાળુમીયાં, અને ૫ મહમદખાન, આ પ્રમાણે કહ્યાં. દરેકે જાત અનુક્રમેઃ–રજપુત, વણિક, ધોબી, મુસલમાન, મુસલમાન લખાવી તથા રહેવાસી અનુક્રમે, કાંદાવાડી–મુંબાઇ, ચોરબજાર–મુંબાઇ, ભુલેશ્વર–મુંબાઇ, મહેમદાવાદ, દાહોદ જીલ્લે પંચમહાલ, એ પ્રમાણે લખાવ્યું. અંગ ઝડતીમાં દરેક પાસેથી નીકળેલા દાગીના તથા કપડાંની નોંધ કરી. દાગીના શક પડતા ગણી પોલીસ હવાલે કરી લીધા. દરેકે ધંધો વેપારનો લખાવ્યો." બીજી કંઇ વિશેષ હકીકત નીકળે તેમ નહિ હોવાથી પંચકયાસની વિધિ પૂરી કરી. ત્યાઃપછી મે. વેડસન સા. ને આ બનેલા કાગળો મોકલી આપ્યા. અને હવેપછી શું તજવીજ કરવી, તેનો હુકમ મંગાવવા રિપોર્ટ કરી દીધો. ત્યાં સુધી પાંચે

જણને અટકમાં જ રાખવાનું નક્કી કર્યું. મે. વેડસન સા. ને રિપોર્ટ તથા કાગળો તેમના બંગલે મળ્યા. આ વખતે મી. બીહારીલાલની જીવંત મૂર્તિ પણ કંઈ કામના પ્રસંગે અનાયાસે ત્યાંજ હાજર હતી. તેમણે પણ સ્વાભાવિક રિપોર્ટ તથા કાગળો વાંચવા માંડયા. વાંચતાં વાંચતાં 'મહમદખાન' એ નામ વાંચ્યું કે તુરત 'આ કાગળો તથા રિપોર્ટમાં લખેલી હકીકત સંબંધી મારે તપાસ કરવી છે' એમ મે. વેડસન સા. ને વિનંતી કરી. મે. વેડસન સાહેબે પ્રશ્ન કર્યો કેઃ "તમારે શા માટે તપાસ કરવાની જરૂર છે ?"

આ પ્રશ્નનો ખુલાસો મી. બીહારીલાલે સંતોષકારક આપ્યો. એટલે કાગળો તથા રિપોર્ટ લઇ આવેલા સીપાઇ સાથે જવાની તેમને રજા મળી. પૂરેપૂરી હકીકતથી વાકેફ થવા, આવેલા સીપાઇ પાસેથી ખુલાસો કરી લીધો. તે ઉપરથી તેઓને લાગ્યું કે પોતે હાલ જ જવું જોઇએ. એટલે સીપાઇની સાથે એક મોટરમાં બેસી રવાના થયા. જ્યાં પાંચે માણસો અટકમાં છે તે પોલીસ ચોકી આગળ આવી મોટરમાંથી ઉતરી પોલીસ સબ ઇન્સ્પેક્ટરને મળ્યા. તેઓની પાસેથી રાતની બનેલી સઘળી હકીકતથી વાકેફ થયા. વળી વારાફરતી દરેકને જુદા જુદા એકાન્ત સ્થળમાં લઇ જઇ સ્વાલો ઉપર સ્વાલો, જેમ કોઇ હોશીયાર બેરીસ્ટર 'ક્રોસ' કરતો હોય તેમ પૂછવા માંડયા. તેમાં એવું નીકળી આવ્યું કે આ પાંચે જણ અઠંગ ઉઠાવગીર અને પૂરેપૂરા બદમાસ છે. વળી દરેક જણ જે જવાબ આપે તે સંબંધી પ્રશ્નનો બીજો માણસ જુદો જ જવાબ આપતો અને મહમદખાન નામના માણસને મહે નિસાના ખૂન સંબંધી સ્વાલો પૂછવા માંડયા તો તેમાં પોતે કંઇ જાણતો નથી એમ કહ્યું. તો પણ તેણે રહેવાસી દાહોદ લખાવેલું તે ઉપરથી તેમને ચોક્કસ ખાત્રી થઇ કે આ માણસ તેજ મહમદખાન હોવો જોઇએ. જેના માટે હું દાહોદ સુધી જઈ આવ્યો હતો; છતાં ત્યાં એ નામનો માણસ હતો જ નહિ એમ નીકળેલું. આજે આ માણસ

દાહોદનો રહીશ લખાવે છે. તે ઉપરથી જણાય છે કે એની જીંદગી જાહેર પ્રજાને ભયાનક હોવી જોઇએ!

આ એકંદર બીનાથી મી. બીહારીલાલને તમામ માણસો શક પડતા લાગવાથી તપાસ કરી દરેકને સજાએ પહોંચાડવા મે. વેડસન સા. ની મંજૂરી માગી. તેઓ સાહેબે મી. બીહારીલાલનો રિપોર્ટ જોતાં તુરત દિન ૧૫ ની મંજૂરી આપી. મંજૂરી આવી એટલે મી. બીહારીલાલે તમામ માણસોને પોલીસ સબ ઇન્સ્પેકટર પાસેથી પોતાની અટકમાં લઇ લીધા. પાંચે ઇસમોને બંદોબસ્તી પોલીસની મદદ લઈ પોતાની ગ્રાંટરોડ ઓફીસ ભણી એક મોટરમાં બેસાડી લઈ ગયા. આ વખતે જમવાનો ટાઇમ થવાથી મી. બીહારીલાલ જમવા ગયા. અને ત્યાંસુધી મી. અકબરખાંને અમલદાર તરીકે પાંચે જણની ઉપર દેખરેખ રાખવા માટે મૂક્યા. તે ઉપરાંત જરૂરી પોલીસનો પહેરો પણ રાખ્યો. ખોરાકનો ટાઇમ હોવાથી પાચે જણને ખોરાક આપવામાં આવ્યો. જ્યારે મી. બીહારીલાલ જમીને આવ્યા, ત્યારે લગભગ એક વાગવાનો સુમાર થયેલો હતો. દરમ્યાન પાંચે જણને એક જ સ્થિતિમાં અટકમાં જોવાથી ખુશ થયા અને જેલમાં મોકલી આપ્યા. આ પાંચે શકદારો પાસેથી મળેલા દાગીનાની વિગતવાર નોંધ કરી, જાહેર છાપામાં છપાવવા મોકલી આપી. તે પ્રસિદ્ધ થયા ઉપરથી કેટલાક ઇસમોને ત્યા ચોરીઓ થયેલી તેમાંથી કેટલાકના રિપોર્ટો મી. બીહારીલાલને ટપાલમાં મળ્યા. તથા કેટલાક રૂબરૂ આવી ઓળખ આપી ગયા. જેમના રિપોર્ટો ટપાલ-માર્ફત આવેલા તેઓને રૂબરૂ બોલાવી મુદ્દામાલ ઓળખાવ્યો. આ હકીકતની વિગતવાર નોંધ કરી. વળી ઓળખેલો મુદ્દામાલ ચોરીનો હોવાનું જણાયાથી પાચે જણ ઉપર કેસ કમીટ કર્યો. કેસ ચાલી આ માણસોએ એકથી વધુ ચોરીઓ કરેલાનું કોર્ટમાં સાબીત થયું. તો પણ એક વર્ષમાં ત્રણ કેસ પૂરતી જ સાબીતી કાયદા પ્રમાણે કહી શકાય, એ ન્યાયના આધારે ત્રણ ગુન્હાઓ માટે દરેક ગુન્હા બદલ બબ્બે વર્ષની સખ્ત મજુરી સાથે, મેજીસ્ટ્રેટે તેમને શિક્ષાકરી. શિક્ષાનો હુકમ

પાંચે આરોપીઓએ સાંભળ્યો. એટલે તમામ આરોપીઓએ પોતાની સ્વખુશીથી, પશ્ચાતાપ તરીકે આજસુધીની કયા સંજોગોમાં જીંદગી ગુજારી છે તે તમામ એકરાર તરીકે લખાવી. દરેકની હકીકત સાંભળી, હાજર રહેલા લોકો, વકીલો, તથા મેજીસ્ટ્રેટ સાહેબ સુદ્ધાં દિગ્મુઢ થઇ ગયા. અરે ! આ લોકોએ આજસુધી ઘણાં ભયંકર કૃત્યો કર્યાં છતાં બીલકુલ હાથમાં આવેલા નહિ એ નવાઇની વાત છે ! હવે આરોપીઓ પશ્ચાતાપ કરે છે તેથી કદાચ શિક્ષાની મુદત પૂરી થતાં બહાર આવશે એટલે પૂર્વની જીંદગી યાદ લાવી, ભલાં કાર્યમાં મન પરોવે, એમ તેઓના હાલના વર્તનથી માનવાને કારણુ મળે છે ! આટલું કર્તવ્ય ને વિધિ પૂરી થયા પછી મેજીસ્ટ્રેટ સાહેબે તેમના ઉપર શિક્ષાનાં વોરંટ કાઢી જેલમાં મોકલી આપવા તજવી જ કરી. જેલમાં મોકલતી વખતે મી. બીહારીલાલ પણ હાજર હતા. જેલમાં જતાં મહમદખાન આરોપીએ મી. બીહારીલાલને નજીકમાં બોલાવવા સંકેત કર્યો. તે પ્રમાણે તેઓ તેની પાસે ગયા. ત્યાં મહમદખાને બે જ મીનીટમાં કંઈ શબ્દો ધીમે રહીને કાંનમાં સંભળાવી દીધા. આ શબ્દો સાંભળી મી. બીહારીલાલ પણ આશ્ચર્યચકિત થયા! શું કહ્યું ! તે મને પણ મી. બીહારીલાલે કહ્યું નથી, અને છૂપું રાખ્યું છે ! તેથી પ્રિય વાચક ! હાલ તને જણાવી શકું તેમ નથી. હશે ! ગમે તેટલું છૂપું રાખે, તો પણ સમય આવે, તે જાહેરમાં આવ્યા વગર રહેશે જ નહિ ! હાલ તો ફક્ત તારે ખામોસ રાખવી જ રહી !

બીજે દિવસે જાહેર પેપરોમાં છપાયું કેઃ–“ પાંચ અઠંગ બદમાસોને મી. બીહારીલાલે, તેઓએ કરેલા ગુન્હાઓનો તપાસ કરી દરેકને છ છ વર્ષની સખ્ત મજુરીની શિક્ષા કરાવી કેદમાં મોકલી આપ્યા છે. ખરેખર એક ‘ સોનેરી ટોળી ’ પકડાઇ છે તેથી હવે ગુન્હા ઓછા થવાનો સંભવ હોઇ પ્રજાને રક્ષણુ મળ્યું છે. એમ આ તકે કહી મી. બીહારીલાલને મુંબાઇની પ્રજા તરફથી અમે સહૃદયે અભિવંદન આપીએ છીએ. ”



## પ્રકરણ ૧૬ મું



### શયતાને નાખેલો પંઝો!

મનુષ્ય દુષ્ટ કર્મ કરે છે, તે કબુલ કરી આગળ જાહેરમાં લાવતો નથી; ઉલટ તે છૂપાવવા અથાગ પ્રયત્નો કર્યા કરે છે. કેવળ તે અનીતિ ભરેલા કાર્યના પૂરાવા માટે તેના અંગે બીજા અનેક દુષ્ટ કર્મો અનાયાસે થતાં જાય છે. તેનું ભાન તે વ્યક્તિને રહેતું નથી. આવાં અનેક દુષ્કર્મો ભેગાં થતાં છેવટ તો નુકસાનમાં જ ઉતરવું પડે છે. તથા જનસમાજ તરફથી ફીટકાર થાય છે તે જુદું. શું! આવાં કર્મ કરવા દરેક વ્યક્તિ સરજાયલી છે? ના, તેમ નહિં. વિદ્વાન મનુષ્યથી કદાપિ એકાદ ભૂલ થઇ જાય તો તે જેમ બને તેમ સવેળા જ જનસમાજમાં મોંઢેથી કિંવા લેખીત કબુલ કરી તે માટે પશ્ચાતાપ કરી માફી માગે છે. ભૂલ છૂપાવવી, તથા તે માટે અનેક પ્રયત્નો કરવા તેતો જ્ઞાનીને ન જ શોભે. અજ્ઞાનીઓ જ અંધકારમાં ભટકી સુખ માને છે. તે પૈકીનો આ મહેરૂન્નિસાનો ખૂની છે. મી. બીહારીલાલ સુરતથી જે અલાઉદ્દીન કમરૂદીન નામના સખસના, ફોટાઓની સો પ્રતો કરાવી લાવ્યા છે, તે તેમણે મુંબાઈમાં

દરેક પોલીસ ચોકીના અમલદારોને વહેંચી આપી. તથા સાથે સૂચના કરી કે: "આ ચહેરાવાળો મનુષ્ય જ્યારે દેખાય, તેજ વખતે પરહેજ કરી મને તુરત ખબર આપવી."

આ સૂચનાને દરેક પોલીસ અમલદારે મહત્વની ગણી. વળી એક નકલ મી. બીહારીલાલે મી. અકબરખાને સુપ્રત કરી, તેઓને પણ ઉપર મુજબ સૂચના કરી. મી. અકબરખાએ હાથમા ફોટાની નકલ લઈ પ્રશ્ન કર્યો: "સાહેબ! આ ફોટો કોનો છે? કયાથી મેળવ્યો? તથા આ ફોટા ઉપરથી મ્હારે શું કરવાનું?" મી. બીહારીલાલે ટુંકો ટચ જવાબ આપ્યો કે: "મહેરૂન્નિસાનો ખૂની અલાઉદ્દીન કમરૂદીન છે. તેનો આ ફોટો છે. તે ઉપરથી એ ઇસમને પકડી અટકમા લેવાનો છે." આવું સાંભળતાં મી. અકબરખાં દિંગમુઢ બની ગયા. અને એકદમ મી. બીહારીલાલને શાબાશી આપતાં બોલ્યા કે: "વાહ સાહેબ! અત્યાર સુધી કંઇ પણ વાત આ ફોટા સંબંધી કરતા નથી! તમોએ ઘણી બહાદુરીથી એક મશહુર ખૂનીનો પત્તો મેળવ્યો છે! હા, પણ તે પત્તો તથા ફોટો ક્યાંથી મેળવ્યો? તે સંબંધી તો કંઇ કહ્યુંજ નહિ!" આ પ્રશ્નથી મી. બીહારીલાલ જોકે મનમાં તો આવી ટાહ્યલી વાતોથી ગુસ્સે તો થયા; પરંતુ મી. અકબરખાં પોતાની સાથેના કામકરંદા અમલદાર વ્યક્તિ હોવાથી, તેવો ગુસ્સો નહિ બતાવતાં ના ઇલાજે જવાબ આપી માગેલો ખુલાસો ટુંકામાં કહી બતાવ્યો. પછી મી. અકબરખાંના મોંઢામાંથી શબ્દો નીકળ્યા કે: "બસ! હવે ખૂની પકડાવો સહેલ છે. બનશે તો હું જ પકડી પાડીશ." આમ પોતાની બહાદુરીનાં વખાણ તેમણે સ્વમુખે કરી લીધાં. એ સીવાય બીજો તો કોણ એમનાં વખાણ, ચાતુર્ય જોયા સિવાય કરે!

આજ સુધીમાં તો ફક્ત પાંચ બદમાસોને સજાએ પહોચાડી ઠેકાણે કરવા સારૂ, તે માટે પૂરાવો વિગેરે ભેગા કરવાના કામમાં મી. બીહારીલાલ રોકાયલા હતા. જ્યારે તે કામ દશ દિવસમાં સંપૂર્ણ થયું,

ત્યારે જ આ ફોટાઓની વાત યાદ આવી હતી. તેની ઉપર પ્રમાણે વ્યવસ્થા કરી દીધી. હવે મહેરૂન્નિસાના ખૂનીની પુનઃ લગણી લગાવવી શરૂ કરી. સવારે ઉઠતાં, સ્નાન કરતાં, સેવામાં, જમતી વખતે, સુતી વખતે હરતાં ફરતાં, વાતચીતમાં બસ ખૂની જ. તે સિવાય મી. બીહારીલાલને બીજો કોઇ વસ્તુ યાદ આવતો જ નથી. આમ થવાનું કારણ ફક્ત તેમના મનની એકાગ્રતા બતાવી આપે છે. મનુષ્ય જે કાર્ય કરવા તત્પર થાય ત્યારે તે કાર્યમાં સફળતા મેળવવી હોય તો તેમાં કાર્યમય કે તન્મય રૂપ (દ્રઢ સંકલ્પી) થવાય અને ઉપરાચાપરી પ્રયત્નો આદરવા માંડે એટલે તે મય સ્થિતિ તેને પ્રાપ્ત થાય છે. જેથી સંતોષકારક ધારેલું કામ સફળ થઇ જાય છે, એ નિઃસંદેહ છે. પ્રારબ્ધનો દોષ આટલું પુરૂષાર્થ થવા છતાં, જ્યારે સફળતા ના મળે તો જ કહી શકાય. આ સ્થિતિ જે દિવસથી મી. બીહારીલાલને પ્રાપ્ત થઈ તે દિવસથી તેઓનામાં અજબ શક્તિનો સંચાર થયો છે. ફોટાઓની નકલો બરાબર સવારના નવ વાગે વહેંચી રહ્યા ત્યાર પછી બીજા ચાલુ કામમાં ચિત્ત રોકવા માંડ્યું. પરંતુ ઉપર કહ્યા પ્રમાણે તેમની સ્થિતિ બનેલી હોવાથી ચોક્કસ ઇચ્છા છતાં કંઇક કામ કરી શક્યા નહિ. આખરે જમવાનો ટાઇમ બપોરે ૧૨ વાગે થયેલો હોવાથી ઓફીસમાંથી રહેવાના મકાનમાં જમવા ગયા. (વાંચકોને યાદ હશે કે ઓફીસ, અને મકાન એક ડહેલાનાં સ્વરૂપનાં હતાં એમ પ્રથમ બતાવેલું છે.) મી. અકબરખાં પણ તેમની પાછળ પાછળ જમવા ઉતર્યા. બન્ને જણ ગયે અડધો કલાક થયો હશે એટલામાં જ જમી બન્ને સાથે પરત ઓફીસમાં આવ્યા. ત્યાં તો આબાસખાં કે જે મર્હુમ મહેરૂન્નિસાના મામા થાય છે તેઓ એક આરામચૅર ઉપર પડેલા હતા. તેઓને જોઇ મી. બીહારીલાલે વિનયપૂર્વક સમાચાર તથા આગમનનું કારણ પૂછી લીધું. એ સ્વાલના જવાબમાં આબાસખાંએ વિનયસહ જણાવ્યું કે: "આપે મહેરૂન્નિસાના ખૂનના સંબંધી તપાસ કરી ખૂનીનો પત્તો મેળવ્યો

કે નહિ? તે સહજ જાણવા માટે અચાનક વિચાર થઇ આવ્યાથી જમીને આ તરફ નીકળી આવ્યો છું.”

આમ વાતચીત કરી મી. બીહારીલાલે પોતાની હમેશની હોદ્દા તરીકેની ખુરશી ઉપર બેઠક લીધી. મી. અકબરખાં તેમની જોડની ખુરશી ઉપર બેઠા. અંદરોઅંદર ત્રણે જણ એ કેસ સંબંધી જ વાતો કરવા લાગ્યા. તેમાં આબાસખાંએ કહ્યું કે: “મી. બીહારીલાલ તમો આ કેસના આરોપીને જલદી પકડો. એ માટે આપને હું બદલામાં ઇનામ તરીકે સારી રકમ ખાનગી રીતે આપીશ. કારણ કે મહેરૂન્નિસા મને અત્યંત પ્રિય થઇ પડી હતી. આમ બનવાનું કારણ ફક્ત તે મારે ત્યાં લગભગ ૪ વર્ષ સુધી શિક્ષણ લેવા સારૂ રહેલી: તેથી સહવાસમાં આવ્યાથી તેના સદ્‌ગુણો તરફ હું આકર્ષાયો હતો. તેનું ખૂન કરનાર એ મારે મન આ જગતમાં મોટો દુશ્મન થઇ પડેલો છે! તે જ્યારે મળી આવે અને તેને ફાંસીના માંચડે ચઢતાં જોઇશ ત્યારે જ મારૂં વ્યાકુલ બનેલું મન શાંત પડશે!” મી. બીહારીલાલ શાન્તવન આપી કહેવા લાગ્યા; “સાંભળો ? જે માણસ પોતે અઘોર કર્મ કરે છે તેને સજા આપવા સારૂ રાજ્ય તરફથી શિક્ષા રાખવામાં આવેલી છે. છતાં અપવાદ રૂપે બચી જાય તો આખરે ખુદા દરેકને તેની કરણી પ્રમાણે શાશન કરનાર છે જ. જેથી આપણે તો પ્રયત્ન કરી ખૂનીને શોધી કાઢી સજાએ પહોચાડવા તજવીજ કરવી. એ સિવાય આમ કલ્પાંત કરી શોકગ્રસ્ત રહેવું તે આ મનુષ્યદેહનો ધર્મ નથી. દુનિયામાં હજારો જન્મે છે તથા મરે છે. કંઇક હસે છે, તો કંઇક રડે છે. કોઇ ધનાઢ્ય, તો કોઇ રંક છે. એવી પરંપરા કુદરતથી જ ઘડાઈ છે. તેમાં તમારી મહેરૂન્નિસાના, મૃત્યુના માટે ખૂની માત્ર નિમીત્ત બની તેણે તેનો કાળ કરેલો છે. એમ હું જમાનિયંતાની લીલાને અનુસરીને ફક્ત કહું છું! પણ તે રાજ્ય કે ખુદા તરફથી ક્ષમાને પાત્ર તો છે જ નહિ.” આવી રીતે એકબીજા વચ્ચે વાતો ચાલી રહી છે તેટલામાં વળી સરદારખાં પણ મેટરમાં આવી હાજર

થયા. મોટરમાંથી નીચે ઉતરી ઓફીસના દરવાજા આગળના દાદર ઉપર થઇ, જ્યાં મી. બીહારીલાલ બેઠા છે, ત્યાં આવી આબાસખાંની સાથેની ખુરશી ઉપર 'સલામ સાહેબ' કહીને જગ્યા લીધી. આમ અનાયાસે સરદારખાંને આવવાનું કારણ પૂછતાં તેમણે ગળગળા થઇને જણાવ્યું કે: "જ્યારથી મહેરૂન્નિસા—મારી ગૃહદેવી આ દુનિયામાંથી ગૂમ થઇ છે ત્યારથી મારૂં અંતઃકરણ શોચનીય રહ્યા કરે છે! કોઇ કોઇ વખત પાપીના એ અધમ કૃત્યનું વૈર લેવા પણ મારૂં મન દોરાઇ જાય છે! વળી તે અધમ વ્યક્તિ અત્યાર સુધી છૂપી ફરે છે, અને તેના માટે ઉગ્ર તપ છૂપી પોલીસનું મુંબાઇમાં થઇ રહ્યું છે; છતાં આપના કે બીજા કોઇના પંઝામાં તે કેમ સપડાતી નથી ? શું ! એ મારી મહેરૂન્નિસાનું ખૂન, તેની અનુપમ સુંદરતા તથા સદ્દગુણો તરફ આકર્ષાઇ ઇર્ષાથી કોઇ સ્વર્ગના ફિરસ્તાએ, તેનો આત્મા પ્રાપ્ત કરવા સારૂં તો નહિ કર્યું હોય ! આ સિવાય બીજું અનુમાન હવે કરી શકાય નહિ. વળી જે ખૂન થયું તે પણ મારી અલ્પ વખતની ગેરહાજરીમાં જ થયું છે ! એટલે એ અનુમાનને વધુ પુષ્ટી મળે છે." આ સઘળું મી. બીહારીલાલે સાંભળી ગંભીર અવાજે કહ્યું; "તમને કદાચ મહેરૂન્નિસાના સદ્દગુણોની લાગણીથી તમારા મગજને આઘાત પહોંચ્યો હોય, તે કારણથી આવી કલ્પના કરો તો તેમા નવાઇ નથી ! અને તેવું આ ભયંકર પ્રસંગના માટે બનવું સંભવિત છે. પણ હું ખાત્રીથી કહું છું કે: સ્વર્ગના ફિરસ્તા કે દેવોનું કૃત્ય આ નથી. પરંતુ કાળા માથાના દુષ્ટ માનવીનું જ આ પાપમય કૃત્ય છે." આમ કહી મી. બીહારીલાલે ફોટાની એક નકલ સરદારખાં તથા આબાસખાંને બતાવી કહ્યું કે:—"આ માણસનો હાલનો પત્તો મળ્યો નથી. જેથી આ ફોટા પ્રમાણેનો ચહેરાવાળો માણસ મળી આવે તો તમારી મહેરૂન્નિસાનો ખૂની કોણ છે ? તે સહજમાં પકડાશે. ત્યાં સુધી તો થોભવાનું જ રહ્યું. મારી ખાત્રી છે કે ખૂની હજુ મુંબાઇમાં જ હોવો જોઇએ. કારણ કે તે મારી તપાસ

કરતો રહે છે. હવે તમો બન્નેને મારી સલાહ છે કે આ ફોટાની એક એક નકલ તમને આપું છું; તે ઉપરથી દરેક માણસના ચહેરાનું નિરીક્ષણ કરતા રહેજો. અને તેવું મલતાપણું જણાય કે પાસેની પોલીસ ચોકીમાં ખબર આપી પકડાવવા તજવીજ કરજો. આ પ્રમાણે કરશો તો તમે મહેરૂન્નિસાના ખૂનના તપાસમાં મદદ કરી કહેવાશે. વળી તેથી સ્વર્ગમાંથી મહેરૂન્નિસાનો આત્મા પણ તમને આશિષ દેશે. ફક્ત શોચ કરી આત્માને દુઃખમય રાખી બેસી રહેવું, એ કાયર પુરૂષનું કામ છે. પ્રયત્ન કરવો એ જ તમારા જેવા લાયક માણસોનું કર્તવ્ય છે." આ સલાહ બન્ને જનને વ્યાજબી લાગી. આ સલાહ તથા શબ્દોથી દરેકના દુઃખીત હૃદયોમાં શાન્તી મળી. પછી સરદારખાં તથા આબાસખાં, એ બન્ને જણે એક બીજાના સમાચાર પૂછ્યા. બાદ તેઓ મી. બીહારીલાલ તથા મી. અકબરખાંની રજા લઇ સ્વસ્થાને જવા વિદાય થયા. આ વખતે બપોરના ત્રણ વાગ્યા હશે. તેઓ ગયા પછી મી. બીહારીલાલ પોતાના કામે વળગ્યા, અને મહેરૂન્નિસાના ખૂનના કેસના કાગળો ઉથલાવવા લાગ્યા. તમામ કાગળો વાંચતાં વાંચતાં '...ર્કે મહમદખાન'નો લખેલો કાગળ, જે રાંટા માણસની લાસ પાસેથી મળી આવેલો તે વાંચવામાં આવ્યો. તે વાંચતાં બરાબર પોતાની નોંધપોથી (કેસ-ડાયરી) ખોળવા લાગ્યા. તે ટેબલ ઉપર જોતાં મળી નહિ! એટલે ટેબલનાં ખાનાં ઉઘાડી જોયાં તો તેમાં પણ તે મળી નહિ. વળી મી. અકબરખાં ત્યાં હાજર હતા તેથી કદાચ તેઓએ લીધી હશે એમ ધારી તેઓને પૂછતાં 'નકાર'નો જવાબ મળ્યો. તેમ તેમ તેમને વધુ અધીરાઇ થવા લાગી. આ શું ! નોંધપોથી ક્યાં ગઇ ! હું બપોરે જમવા ગયો ત્યારે ટેબલ ઉપર હતી, અને ફક્ત વચ્ચે સાડાત્રણ કલાક ગયા છે ! એટલામાં શી રીતે ઉડી ગઇ ! આ એકાએક બનાવથી મી. બીહારીલાલ વ્યાકુળ બની ગયા. ઓફીસના તમામ રૂમમાં કબાટ, ગાદીતકીયા વિગેરે ઉથલાવી ઉથલાવી જોયું. પણ ક્યાંઇ તેનો પત્તો પડયો નહિ. ત્રણ કલાકમાં

ફક્ત સરદારખાં તથા આબાસખાં આવ્યા હતા ! તે સિવાય ઓફીસમાં બીજું કોઇ આવ્યું નથી ! ત્યારે શું ? તેઓ બે પૈકી કોઇ લઇ ગયું હશે ! પણ તેઓ શામાટે લઇ જાય ! હા ! વખતે તેમનો આ ખૂનમાં કંઇ હાથ હોય તો તે લઇ જાય ખરા ! પરંતુ તેઓ મહેરૂન્નિસાને વધુ ચાહતા હતા એમ તેમના કથન ઉપરથી જણાતું હતું. છતાં તેઓ આ ખૂનમાં સામેલ હોય એ અસંભવિત છે. વળી ફોટા પ્રમાણે તે બન્નેનો ચહેરો મળતો નથી ! વધુમાં તેઓને ફોટાની નકલ પણ મેં તપાસ કરવા આપી, તે સુદ્ધાં તેઓ લઇ ગયા છે ! ફક્ત તેઓની ત્રણ કલાકની હાજરી અને તે દરમ્યાન નોંધપોથી ગૂમ થઇ એટલે તેઓના વિરૂદ્ધ મારૂં અનુમાન ખેંચાય છે !

આમ અનેક કલ્પનાઓ ઉપર કલ્પનાઓ મી. બીહારીલાલ કરવા લાગ્યા. અને એટલામાં એક કાગળનો ટુકડો ઉડીને સામા ટેબલ ઉપર પડ્યો. તેની ઉપર નજર જતાં તે લખેલો હોવાથી હાથમાં લઈ વાંચવા માંડ્યો. તે ટુકડાનું લખાણ અભણ માણસના હાથનું હોય તેવું બેડોળ અને અશુદ્ધ ગુજરાતી ભાષામાં પેન્સીલથી લખેલું હતું. તેમાંના લખાણનો મજકુર નીચે પ્રમાણે હતો.

" મી. બીહારીલાલ ? હવે હદ થઇ છે ! ફોટો મળ્યો તેથી ખુશ થતા નહિ ! પરંતુ ખુદા તમને મદદ કરતા હોય, તેવું ફોટો મળ્યા ઉપરથી મને જણાય છે. આજે તમારી નોંધપોથી ઉઠાવું છું એજ તમને ચેતવણી. તેથી નહિ અટકો તો હું પણ તમને વધુ હેરાન કરવા તત્પર થઇશ. વળી છેવટના ઇલાજે તમારૂં સુદ્ધાં ખૂન કરી મારો છરો તમારા લોહીમાં રગદોળીશ. એજ લી. તમે જેને શોધો છો તે "

આ મજકુર વાંચી મી. બીહારીલાલે ખ્યાલ કર્યો કે જરૂરથી આ કૃત્ય આવેલા આબાસખાં તથા સરદારખાંનું જ હોવું જોઇએ. અને તેઓ નોંધપોથી લઇ જઈ આ ચીઠ્ઠી મૂકી ગયેલા છે. આ સંબંધી તાત્કાલિક તપાસ કરવો એમાં જ ઠીક છે. એમ લાગવાથી મી. અકબરખાંને કહ્યું કેઃ " તમો સરદારખાંને ત્યાં જઇ નોંધપોથી

તે લઇ ગયા છે કે કેમ ? તેનો તપાસ કરો ? અને હું પણ આબા-સખાંના તરફ જાઉં છું. જ્યા મુદ્દાની વસ્તુ ગૂમ થાય, ત્યાં ઢીલ શી ?" આમ કહી બેઉ જણ એકદમ ઓફીસમાંથી નીચે ઉતરી દરેકે ભાડાની મોટર કરી મુકરર સ્થળ તરફ પ્રયાણ કર્યું. મી. બીહારીલાલ સપાટાબંધ આબાસખાંના ઘેર ગયા. ત્યારે તેઓ ઘરમા જ હોવાથી તેઓની પાસેથી નોંધપોથી સંબંધી માહિતી પૂછતાં તેઓ ઇન્કાર ગયા. પરંતુ મી. બીહારીલાલને તેથી સંતોષ થયો નહિ. કારણ કે જ્યાં શંકાની નજરથી જ આબાસખાંના ત્યાં ગયેલા ! જેથી તેમના ઘરની ઝડતી સુદ્ધા સાહસ કરીને કરી: તોપણ નોંધપોથી મળી નહિ. એટલે નિરાશ થઈ પરત ઓફીસમાં આવ્યા. આબાસખાના ત્યાંથી જઈ પરત આવ્યા તે દરમ્યાનનો ટાઇમ લગભગ ત્રણ કલાક થયો હશે. ઓફીસમાં આવતા જોયું તો મી. અકબરખાં પણ સરદારખાંના ઘેર જઇ આવીને ઓફીસમાં બેઠેલા જણાયા. તેઓને જોતા બરાબર મી. બીહારીલાલે આતુરતાથી પૂછ્યું કે: "કેમ પત્તો લાગ્યો કે ?" આ પ્રશ્નના જવાબમા મી. અકબરખાંએ શોકગ્રસ્ત વાણીથી કહ્યું: "સરદારખાં ઘેર મળ્યા નહિ, અને પડોશીઓને પૂછ્યા કયા ગયા છે તે સંબંધી ખબર મળી નહિ' હું ધારૂં છું કે ફરવાનો ટાઇમ થવાથી દરીઆ કાઠે તે નીકળી પડ્યા હશે. હવે ફરીથી સવારે જઈ તપાસ કરીશ." આવો નિરાશાભર્યો જવાબ મળતાં મી. બીહારીલાલનું હૃદય દુ:ખપૂર્ણ થયું. વળી શંકાને મજબુત કરી બોલવા લાગ્યા કે: "જરૂર મહેરૂન્નિસાનો ખુની એ સરદારખાં જ હોવો જોઇએ. હવે એ નોંધપોથીને પોતાના ત્યાં નહિ રાખતાં ઉડાવી દેશે ! એટલે સવારે તપાસ કરતાં પણ મળશે નહિ' હા ! પણ હવેથી બરાબર સાવધાન રહેવું જોઇએ. કારણ કે કદાચ કેસના કાગળો પણ કોઈ યુક્તિથી તે ગૂમ કરે ! તો મારી પાસે ફક્ત 'ફોટા' સિવાય બીજું સાધન ખુનના તપાસ માટે રહેશે જ નહિ !"

આવા વિચારો કરી ખૂનના તપાસના કાગળો સારા મજબુત ઠેકાણે મૂકવા માટે ટેબલનાં ખાનાં ઉઘાડી જોયાં. પણ તેમાં એ

'કેસના કાગળો' મળ્યા નહિ, ચોમેર નજર ફેરવી લીધી, છતાં નજરે ચઢયા નહિ; વળી પાછા ત્યાંથી ઉઠયા. અને કબાટ વિગેરે ઉથામ્યાં ! તો તેમાં પણ નિષ્ફલતા મળી ! અરે આ થાય છે શું! નોંધપોથી ગઈ! તેની સાથે હું જે શંકા કરતો હતો, કે કેસના કાગળો પણ કદાચ જાય તો શું કરવું ! તે ખરેખર શંકા જ નહિ, પરંતુ તે પણ સત્ય ઠર્યું ! નોંધપોથી શોધવા જતા કેસના કાગળો ખોયા ! 'બકરી કાઢતા ઉંટ પેસે' એ સાદી કહેવત આબેહુબ અહીં લાગુ પડી છે. એટલું જ નહિ પણ મારી જીંદગીમાં આ ખૂનીએ કાળી ટીલી ચોંટાડી ! આજે તો ખૂનીએ મારી ઉપર પંજો નાખી ખરેખર મને મ્હાત કર્યો ! તથા મને સાધન રહીત બનાવ્યો ! ખેર, આટલું છતાં પણ હું ખૂનીને આ જીંદગીમાં શોધી કાઢું તો જ આજ સુધી મેં મેળવેલી કીર્તિમાં તે ઓર વધારો કરશે ! એવી ઉમેદથી જ હવે મારે કામ કરવાનું રહ્યું ! મી. બીહારીલાલે છેલ્લા ઉદ્‌ગાર પ્રમાણે આશા બાંધી પોતાના મનનું સમાધાન કર્યું. પછી તપાસ કરતાં જણાયું કે બન્ને ડિટેકટીવોની ગેરહાજરીમાં કોઇ આવ્યું નથી. આથી પોતાની ઓફીસના પહેરાવાળા સીપાઇઓ ઉપર તેઓ શંકાની નજરથી જોવા માંડયું.



## પ્રકરણ ૧૭ મું



### બે આરોપીઓનો તપાસ !

મહેરૂન્નિસાના ખૂનની ચર્ચા આજકાલ મુંબાઇમાં ઘેરેઘેર થવા લાગી છે. કારણ કે ખૂન થયે લગભગ બાર માસ થયા, તેમજ મી. બીહારીલાલ જેવા બહાદુર ડિટેક્ટીવને તપાસ માટે આ કેસ સોંપેલો હોવા છતાં ખૂનીનો પત્તો ના મળે, એ મુંબાઇની પ્રજાને આશ્ચર્ય લાગી રહ્યું છે ! આ ચર્ચાએ સારા પ્રસિદ્ધ આગેવાનોમાં પણ ખડભડાટ કરી મૂક્યો. અને એ ચર્ચા કોઇ કોઇ વખત મી. બીહારીલાલના કાને આવતી. જેથી કોઇ પણ રીતે ખૂનીને બહાર પાડવો, એમ મી. બીહારીલાલે નક્કી કર્યું. પરંતુ સાધનભૂત કેસ–ડાયરી તથા તપાસના કાગળો ગૂમ થયા તેથી તેમના કાર્યમાં તે વિશેષ અડચણરૂપ થઇ પડ્યું. મી. અકબરખાંએ બીજે દિવસે સવારમાં સરદારખાંના ઘેર જઈ તપાસ તથા ઝડતી લીધી: છતાં નોંધપોથી મળી નહિ. એ વાત મી. બીહારીલાલને ખબર પડતાં જ અંતે તેઓ નિરાશ થયા. હવે કયી યુક્તિ ચલાવવી એ કલ્પના તેઓને વારંવાર થવા લાગી. કલ્પનાઓ કરતાં કરતાં કંઇક યાદ આવ્યું હોય તેમ એક કાગળ લઇ લખવા બેઠા. તેમાં નીચે પ્રમાણેનો મજકુર સપાટાબંધ લખી કાઢ્યો.

ગ્રાંટરોડ—ઓફીસ.
તા. ૪–૪–૯૭

મે. રા. સેંટ્રલ જેલના સુપ્રી. સાહેબ.

ડિટેક્ટીવ બીહારીલાલની વિનયપૂર્વક સલામ:—

" હાલમાં જ શિક્ષા પામેલા કેદી મહમદખાન તથા કાળુમીયાં બન્નેએ રહેવાશી અનુક્રમે દાહોદ તથા મહેમદાવાદ લખાવેલું છે. મહેરૂન્નિસાના ખૂનના કેસમાં તપાસ માટે તેઓની મારે તાત્કાળિક જરુર છે. જેથી પહેરા સાથે તે ઇસમોને મારી ઓફીસમા કાલે સવારે અવશ્ય મોકલી આપશો. તપાસ પૂરી થયે ટાઇમના દાખલા સહ પરત આપના તરફ મોકલી આપીશ."

લી. આપનો બીહારીલાલ.

આ મજકુરનો રિપોર્ટ લખીને તેમાં લખેલા અધિકારી સાહેબ તરફ મુદ્દાના સીપાઇ સાથે રવાના કરી દીધો. જેલ સુપ્રી. સાહેબે ચીઠ્ઠી વાંચી સીપાઇ સાથે જવાબમા લખી જણાવ્યું કે: " તમારા લખવા પ્રમાણે કાલરોજ સવારે આઠ વાગે આરોપીઓને મોકલી આપીશું. જેથી તમારા તરફ ક્યારે હાજર થયા, તથા ક્યારે છુટા કર્યા તે સંબંધીનો દાખલો આરોપીઓને અમારા તરફ પરત મોકલતી વખતે તમારી સહી સાથેનો કાયદેસર લખી આપશો." આ પ્રમાણે જવાબ આવતા મી. બીહારીલાલ સવાર ક્યારે વહેલું થાય એની રાહ જોવા લાગ્યા. આ જવાબ આવ્યો ત્યારે લગભગ સાંજના ચાર વાગ્યા હતા. એટલે હજુ બાર કલાક ઉપરાંત થોભવાનું જ રહ્યું. તે દરમ્યાનમાં બીજું કામપણ મી. બીહારીલાલને સુઝયું નહિ. અર્થાત આરોપીઓ આવશે તો મારે શી રીતે તપાસ ચલાવવી ! એ નક્કી કરવામાં ટાઇમ ગાળી નાંખ્યો. બીજે દિવસે સવારના આઠ વાગે બન્ને આરોપીઓ પહેરા હેઠળ આવતા, મી. બીહારીલાલને રોડ તરફ નજર કરતાં જણાયું. જ્યારે તેઓના હવાલામાં બન્ને આરોપીઓને સુપ્રત કરવામાં આવ્યા, ત્યારે તે વખતના ટાઇમની નોંધ કરી લઇ પહેરા-

વાળા સીપાઇઓને પહોંચ લખી આપી. તે પહોંચ લઇ સીપાઇઓ ચાલતા થયા, અને જેલ સુપ્રી. સા. ને તે આપી દીધી. આ તરફ મી. બીહારીલાલે બન્ને આરોપીઓને જુદી જુદી ઓરડીમાં રાખ્યા. અને તે એવી રીતે કે એકબીજાને જોઇ શકે નહિ. તથા એકબીજાની વાત સાંભળી શકે નહિ. ત્યારબાદ પ્રથમ કાળુમીયાં આરોપીની તપાસ કરવા સારૂ મી. અકબરખાંને સાથે લઇ, તેની ઓરડી પાસે મી. બીહારીલાલ ગયા. કાળુમીયાંના તપાસમાં જે સ્વાલો પૂછ્યા, તેના તેણે જવાબ નીચે પ્રમાણે આપ્યાઃ-

મી. બીહારી—" તમે ખરેખર ક્યાંના રહીશ છો ? તથા કઇ કોમના છો તે જણાવો ? "

કાળુમીયાં—" હું મહેમદાવાદનો રહીશ છું અને મુસલમાન કોમનો છું. હવે મારે જુઠું બોલવાની જરૂર નથી. આપ જે કહેશો તે સત્ય હકીકત જણાવીશ. "

મી. બીહારી—" તમારૂં નામ આખી જીંદગીમાં કાળુમીયાં છે કે કોઇ બીજુ ઉપનામ ધરાવેલું છે ? વળી હાલ લોકો તમને ક્યા નામથી ઓળખે છે ? "

કાળુમીયાં—" મારી જીંદગીમાં મને લોકો હાલના જ નામથી ઓળખે છે. તે સિવાય મારૂં બીજું નામ છે નહિ. તેમ મેં ઉપનામ ધરાવ્યું પણ નથી. "

મી. બીહારી—" ત્યારે તો મહેમદાવાદના મુસલમાનોને તમો ઓળખતા હશો કેમ ? ઓળખતા હોય તો ત્યાંના 'અલાઉદ્દીન કમરૂદ્દીન' નામના માણસને ઓળખો છો ?"

કાળુમીયાં—" હું ત્યાંનો જ રહીશ છું એટલે ત્યાંની આખી મુસલમાન કોમને ઓળખું છું. તેમાં વળી અલાઉદ્દીન કમરૂદ્દીનની સાથે વધારે પરિચય એટલે તેમને વિશેષ ઓળખું છું. "

વચમાં મી. અકબરખાંએ એકદમ આગળ આવી પ્રશ્ન કર્યો

કે:—" અરે મીયાં ? એ બધું ડહાપણ જવા દો. હાલ પણ તેને ઓળખો છો કે નહિ ? "

કાળુમીયાં—" જી ના. મને કોઇ હાલ ઓળખાવે તો જ ઓળખી શકાય ! કારણ કે રૂબરૂ ભેટો હાલમાં થયો નથી. "

આ વખતે મી. બીહારીલાલે, મી. અકબરખાને સ્વાલ પૂછતાં અટકાવી કહ્યું કે:—" તમે હવેથી વચમાં કોઇપણ પ્રશ્ન પૂછશો નહિ ? તમે સાંભળ્યા કરો ? હું કહું એટલું જ કામ કરશો તો બસ છે ! " પછી કાળુમીયાંના સામુ જોઈ પ્રશ્ન કર્યો:—" તમે હમણાં કહ્યું કે અલાઉદ્દીન સાથે વધારે પરિચય છે. જેથી વધારે ઓળખું ત્યારે તમારે એ પરિચય તેની સાથે કહો જોઇએ કેવી રીતે થયેલો ? "

કાળુમીયાં—" અમો એક ગામના હોઇ તે ઉપરાંત હું સુરતમાં તેની સાથે મેટ્રીકમાં સહાધ્યાયી હતો. એક વરસ સુધી સાથે રહી અમે વિદ્યાભ્યાસ કરતા હતા. "

મી. બીહારી—" હાલ તે ક્યાં છે ? તમે સુરતમાથી છૂટા પડ્યે કેટલી મુદ્દત થઇ ? "

કાળુમીયાં—" હાલ ક્યા છે તે હું જાણતો નથી. સુરતમાંથી છૂટા પડ્યે ૪-૫ વર્ષ થયાં હશે. "

મી. બીહારી—" તમો મુબાઇમાં કેમ આવી રહેલા ? ને તે કેટલી મુદ્દતથી ? "

કાળુમીયાં—" મુબાઇમાં લગભગ ત્રણ વર્ષથી હું આવ્યો છું. આવ્યો ત્યારે કંઇ ધંધો મળે ને ગુજરાન થાય તો ઠીક એ ઉદ્દેશથી આવેલો. પણ એક વર્ષ ભટક્યો છતાં મનપસંદ ધંધો મળ્યો નહિ. ત્યારે આ શિક્ષા ભોગવું છું તેવા ધંધો વગર મહેનતનો સંગતના કારણે ઠીક લાગ્યો ! એટલે આજ ધંધો ત્યારપછી કરવા માંડેલો. "

મી. બીહારી—" ચર્નીરોડ ઉપર આવેલા મકાનમાં મી. સરદાર- ખાં કરીને સોલીસીટરનો કલાર્ક રહે છે તેની સ્ત્રી મહેરૂન્નસાના ખૂન થયાની ખબર તમને છે ? "

કાળુમીયાં—" જી હા. મને ખબર છે એટલું જ નહિ પણ ખૂની કોણ છે તે સુદ્ધાં હું જાણું છું. "

મી. બીહારીલાલ—" ખૂનીને ઓળખો છો ? તો નામ તથા હાલનો પત્તો જણાવો ? "

કાળુમીયાં—" માફ કરો સાહેબ ! ખૂન કરનાર મારો દિલોજાન દોસ્ત છે. અને અમારી ટોળીનો હોવાથી, નામ નહિ દેવાનું અમારી ટોળીના માણસોએ વચન આપેલું છે. તેથી હું કહી શકું નહિ. તથા પત્તો પણ આપી શકું નહિ. આવી વિષમ સ્થિતિમાં હું લાચાર છું ! "

મી. બીહારી—" તેવું એક વચન તમને, હું એવું આપું છું કે 'જો તમો ખૂનીનો પત્તો તથા નામ હાલ જણાવી દેશો તો આ શિક્ષા માફ કરાવું. એટલું જ નહિ પણ તમોને મારા ખાતામાં સારા હોદ્દા ઉપર અને સારા પગારથી નોકરી અપાવીશ; કહો ? હવે તમને વાંધો છે ? "

કાળુમીયાં—" તમારી એવી લાલચોને હું કદાપિ વશ થવાનો નથી ! વચન એક જ હોય છે. એમ અમો ગમે તેટલા દુષ્ટ માણસ છીએ તોપણ ખુદાની મહેરબાનીથી આટલો ટેક અમો ટોળીના માણસોએ જાળવી રાખ્યો છે. અને મરણ પર્યંત તે ભંગ કરીશું નહિ !"

મી. બીહારી—" ત્યારે તમો, આ શિક્ષા ભોગવો છો તે શિક્ષા સાંભળ્યા બાદ ઘણી બાબતોના ગુન્હા સંબંધી, કોઇએ તમને કહ્યા વગર તમોએ સ્વખુશીથી એકરાર કોર્ટ રૂબરૂ કર્યો છે ! તે વખતે તે ગુન્હાઓ સંબંધી વચનભંગ તમોએ નથી કર્યો કે ? "

કાળુમીયાં—" આપ ભૂલો છો ! મેં એક વખત જણાવી દીધું કે મરણ ભલે આવે પણ વચનભંગ તો નહિ જ થાય. ફક્ત અમારી ટોળીના જે માણસોએ ખૂન કર્યાં છે એટલા જ ગુન્હા સંબંધી ગુન્હેગારનું નામ અને પત્તો નહિ જણાવવા દરેકે ' ભિષ્મ પ્રતિજ્ઞા ' લીધી છે. "

મી. બીહારી—" ઠીક ! તમારી ટોળીમાં આગેવાન કોણ છે ?"

કાળુમીયાં—" આગેવાન કોઇ નહિ. બધાય સરખા, અને સરખો ભાગ. "

મી. બીહારી—" વારૂ ! હવે એટલું કહેશો, કે મહેરૂન્નિસાનું ખૂન કેવી રીતે કરવામાં આવેલું ? છરાથી કે ઝેરથી ? તે જાણતા હોય તો કહો ?

• કાળુમીયાં—" પ્રથમ ઝેરથી મુઆ બાદ, છરો ચલાવેલો હતો. વધુ ખુલાસો ખૂનીને પકડો ત્યારે તે કરશે. "

મી. બીહારીલાલ—" તમો પાંચ પૈકી કોઇએ, એ ખૂન કર્યું છે ? "

કાળુમીયાં—" જી ના. પાંચ સિવાયનો તે શખસ છે. "

આટલી હકીકત કાળુમીયાં પાસેથી મેળવી. પછી મી. બીહારીલાલને કંઇક યાદ આવ્યાથી ફોટાની નકલ લઇ આવ્યા. તેની સાથે કાળુમીયાનો ચહેરો મેળવતાં, ઘણોખરો બંધ બેસતો આવે છે એમ જણાયું. આ હકીકત પણ નોંધી લીધી. વળી ત્યાંથી મી. અકબરખાં તથા મી. બીહારીલાલ બન્ને જણ મહમદખાનની ઓરડીએ આવીને ઉભા. હાથમાં કાગળ લઇ મી. બીહારીલાલે તેની પાસેથી જેટલી હકીકત મળી તેટલી નોંધી લેવાનું શરૂ કર્યું. આ વખતે પ્રથમજ મી. અકબરખાંએ, એક પ્રશ્ન મહમદખાનને પૂછ્યો: " તમો પાંચે એક જ ટોળીના માણસો છો ? અને તમારી ટોળીએ કયા બાબતોનો વચનભંગ નહિ કરવા પ્રતિજ્ઞા કરી છે ?" મહમદખાને સફાળો ઉભો થઇ જવાબ આપ્યો કે: " ફક્ત ખૂનના આરોપીનું નામ અને પત્તા મરણ પર્યન્ત નહિ કહેવાની, અમોએ સખ્ત પ્રતિજ્ઞા લીધેલી છે " મી. બીહારીલાલે મી. અકબરખાંને કહ્યું કે આવો જ પ્રશ્ન એકદમ તપાસના કામે પુછાય નહિ, જેથી ફરીથી તમે વચ્ચે કંઇપણ પ્રશ્ન કરશો નહિ. આમ કહી મી. બીહારીલાલે પોતે જ તપાસ કરવા પ્રશ્નો કર્યા. આરોપીના જે જે જવાબ આવે તે નોંધવા માંડ્યા.

મી. બીહારી—" તમોને કોઇ પણ રીતે આ શિક્ષાની માફી અપાવવા મારો પ્રયત્ન છે. પરંતુ એક શરત કબુલ કરો તો અત્યારે જ બંધન મુક્ત કરાવું. કેમ શી ઇચ્છા છે ? "

મહમદખાન—" આપ કહેશો તે શરત પાળવા કબુલ છું. પરંતુ જે વાત શિક્ષાના દિવસે મેં કાનમાં આપને કહી છે, તે સિવાય બીજી હશે તો તે પાળીશ. "

મી. બીહારી—" ઠીક છે ! પણ તેથી કાંઇ તમો બંધન મૂક્ત તો નહિ જ થઇ શકો !

મહમદખાન—" સાહેબ ! મરણ કાલે આવતું હોય તો આજ આવે. મહેરૂન્નિસાના ખૂનીનું નામ અને પત્તો હું જાણું છું છતાં તે નહિ કહેવા મેં એકાંતમાં શિક્ષાના દિવસે જ આપને જણાવેલું છે. એટલે તે તો નહિ જ બને ! "

મી. બીહારી—" સાંભળો ત્યારે રાંટા માણસનું ખૂન કોણે કરેલું છે ? તે જાણો છો ? "

મહમદખાન—" જી. હું જાણું છું. પરંતુ મેં પ્રથમ કહ્યું તે પ્રમાણે ખૂનના અરોપીનું નામ અને પત્તો અમારી ટોળીના માણસો તો નહિ જ આપવાના. તે સિવાયની વાત તો અમે કોર્ટમાં જ તે દિવસે પાંચે જણાએ કબુલ કરી છે. "

મી. બીહારી—" ત્યારે શું ? મહેરૂન્નિસાનું તથા રાંટા માણસનું ખૂન એક જ ઇસમે કર્યું છે ? "

મહમદખાન—" અહીં સુધી તો હું કબુલ કરૂં છું કે આપ કહો છો તે પ્રમાણે બનેલું છે.

મી. બીહારી—" તમે રાંટા માણસને કાગળ લખી આપી ક્યા મોકલ્યો હતો ? "

મહમદખાન—" મહેરૂન્નિસાના ખૂની પાસે જ મોકલ્યો હતો. અને તે રાંટા માણસનું ખૂન પણ તેણે જ કરેલું છે; એમ એ ખૂનીએ કહેલું છે. "

મી. બીહારી—" તમારો કાગળ રાંટા માણસને આપી મુંબાઇમાં તેણે કયા ઠેકાણે મોકલ્યો હતો ?

મહમદખાન—" વાહરે સાહેબ ! શું હું મુર્ખ છું, કે આપ આવો પ્રશ્ન કરી, મેં ખૂનીનો પતો નહિ કહેવા જે અડગ પ્રતિજ્ઞા કરેલી છે તે તોડવાનું આ પ્રશ્નના જવાબમાં સમાયલું છે, એમ હું શું સમજતો નહિ હોઉં કેમ ? "

મી. બીહારીલાલ આથી ખસવાણા પડી ગયા. ' આ આરોપી ઘણો ચતુર છે. જો કે સીધી રીતે જવાબ નહિ આપેલો, તે ઉલટ છતાં (ક્રોસ) જેવા સ્વાલમાં ભૂલથી પણ એકદમ જવાબ આપી દે, એવી સમજથી મેં આ પ્રશ્ન કર્યો. તે સુદ્ધાં તે ચેતીગયો ! હવે કંઇક મુદ્દાની જાદે હકીકત કઢાવવા તે પ્રશ્ન કરવા લાગ્યા.

મી. બીહારી—" તમે તમારૂં બીજું નામ રાખ્યું છે ? "

મહમદખાન—" મારૂં બીજું નામ પ્યારેમીયાં છે અને તે મૂળથી જ છે.

મી. બીહારી—" ત્યારે શું ? રહેવાસી તમે ખરેખર દાહોદના છો ? "

મહમદખાન—" હવે તે પણ છૂપું રાખતો નથી. દાહોદથી પાંચ ગાઉ છેટે ગરબાડા ગામ તે જ તાલુકાનું છે. ત્યાંનો હું રહીશ છું."

મી. બીહારી—" મુંબાઇમાં ક્યારથી આવ્યા છો ? ને કેમ આવવું થયેલું ? "

મહમદખાન—" મુંબાઇ જેવું પ્રખ્યાત શહેર ! એટલે ધંધો રોજગાર સારી રીતે મળી શકે તથા પૈસા પણ સારા મળે, એમ મુંબાઇ બહારની દરેક પ્રજાનું માનવું હોવાથી, હું પણ તે લોભથી દોરાઈ આ તરફ આવ્યો. અહીંઆં આવ્યો ત્યારે કાળુમીયાં ફક્ત દૂરનો સગો થાય તે ઓળખાણથી તેને ત્યાં છ માસ રહ્યો. ધંધો શોધ્યો, પરંતુ લાગવગ વગર કોઇ ઉભું રાખતું નહિ. કદાચ કોઇ ઉભું રાખે તો મારી કમ અક્કલ તેને માલુમ પડે કે તુરત બે દિવસ પછી કાઢી મૂકે. આવી

સ્થિતિમાં અમારી ટોળીના માણસોની સોબત થઇ. ત્યારથી ચોરી કરી, જુગાર રમી પૈસા મેળવતા અને નાચ–રંગ તથા મોજ મઝા ઉડાવતા. એજ અમારો હમેશનો ધંધો થઇ પડેલો. આખરે પરિણામમાં તેની શિક્ષા પણ ભોગવીએ છીએ!"

મી. બીહારીલાલ—"તમારે ખૂનીનું નામ અને પત્તો કહેવો જ પડશે? જો નહિ કહો તો તેનાં હજુ વધારે માઠાં ફળ તમારે ચાખવા પડશે."

મહમદખાન—"આપની આવી ધમકીથી હું ડરતો નથી. જે થાય તે કરી લ્યો?

બસ. આ છેવટનો નિડરતાભર્યો જવાબ મળ્યો. તે સાંભળી મી. બીહારીલાલ તાજુબ થઇ ગયા. બન્ને આરોપીઓ પૂરા બદમાસ છે. પરંતુ પોતાનું વચન જો કે એક ખૂની જેવા દુષ્ટ માણસને આપેલુંછે, તે નહિ તોડવા મરણ પર્યંતની શિક્ષા મળે તે ભોગવી લેવા તેઓ તૈયાર છે. એ બદલ તેઓને ધન્યવાદ ઘટે છે! ખરેખર બદમાસોમાં પણ આવા પ્રકારની ખાનદાની હોય છે તે આનું જ નામ! કહેવત છે કે: "દાનો દુશ્મન સારો, પણ મૂર્ખ મિત્ર ખોટો." એ કહેવત પ્રમાણે આખેહુબ આ બન્ને આરોપીઓએ 'મૂર્ખ મિત્ર'નું કલંક ધોઇ નાંખેલું છે. તેમનામાં એટલો જ સદ્‌ગુણ જોવાથી મારા અંતઃકરણમાં તેમના માટે મગરૂર બની કહું છું કે; 'દોસ્ત હજો તો આવા જ હજો!' મી. બીહારીલાલ આવો અભિપ્રાય બાંધી મહમદખાનને માનની નજરથી જોઇ કાળુ-મીયાંની પાસે આવ્યા.

મી. અકબરખાં તો તેમની પાછળ પાછળ ચાલ્યા કરે છે. તેઓને કંઇ નહિ બોલવા હુકમ કર્યાથી બીજું શું કરે!

કાળુમીયાંને પણ મહમદખાન જેવી ધમકી આપી; તો ત્યાંથી સુદ્ધાં આખરે નિષ્ફળ થયા. હવે બેઉ આરોપીઓને છેવટે મી. બીહા-રીલાલે કહી દીધું કે: "આ આવેલી હકીકત જરૂર પડે તમારે

મેજીસ્ટ્રેટ પાસે લખાવવી પડશે.” આનો જવાબ બન્ને જણાએ ‘હકાર’માં આપ્યો. તપાસ પૂરી થયા પછી બન્ને આરોપીઓ પાસેથી કંઇ હકીકત કઢાવવાની રહી નથી એમ સમજી બપોરના બાર વાગે પોતાના દશ પોલીસ સીપાઇઓ બોલાવી, તેમને હથિયારબંધ પહેરા હેઠળ જેલમાં મોકલી આપવા તજવીજ કરી. તે મુજબ પહેરાવાળાઓએ બન્નેને લઈ જઇ જેલ સુપ્રી. સા. ને સોંપી દીધા.

મી. બીહારીલાલ તથા મી. અકબરખાં જમવાનો ટાઇમ થયો હોવાથી જમંવા ગયા. જમી રહ્યા બાદ મી. બીહારીલાલ તો આજની તપાસના કાગળો (બન્નેની જુબાનીઓ) વાંચવા લાગ્યા. અને તેનું જ મનન કરવા લાગ્યા. “ હવે છેવટની ‘તપાસ’ પણ સચોટ ઉપયોગમાં આવી નહિ! એ અલ્લાઉદ્દીન કમરૂદીન કોણ હશે ! આ બન્ને આરોપીઓ જાણે છે છતાં કહેતા નથી, ત્યારે શું ખૂન કરનાર તેઓ પૈકીનો કોઇ હશે ! ઘણા ભાગે ફોટા સાથે કાળુમીયાંનો ચહેરો મળે છે. વળી તે સુરતમાં મેટ્રીકના કલાસમાં ભણેલો હોવાનું જણાવે છે. એટલે વાત તે વરસની ગણત્રી પ્રમાણે બંધબેસ્તી આવે છે. એટલું જ નહિ પણ વધુમાં મહેમદાવાદનો રહીશ હોવાનું તે જણાવેછે. આ એકંદર હકીકત ઉપરથી તો એવું અનુમાન થાય છે, કે જરુર મહેરૂન્નિસાનો ખૂની કાળુમીયાં છે. અને પૂર્વે તેનું નામ અલાઉદ્દીન કમરૂદીન હોવું જોઇએ! તે નામ હાલ ફેરવી તેણે બીજું નામ કાળુમીયાં રાખેલુછે એમ જણાય છે. કેટલીક વખત ખૂની ભુલાવામાં નાંખવા, પોતાના માટે આવો પણ પ્રયત્ન કરે છે ! ” આ પ્રમાણે મી. બીહારીલાલે અનેક શંકાઓ કરી. તેમ તેમ કાળુમીયાં માટે અનુમાન મજબુત બનતું ગયું. વળી બીજી પળે જ તે અનુમાન તૂટવા લાગ્યું. તે એવા કારણથી કે, મારી નોધપોથી ગૂમ થઇ, કાગળનો એક ટુકડો મળ્યો, કેસના કાગળો ગયા, એ બધું કૃત્ય કાળુમીયાં જેલમાં છે તે વખતે થયાનું હોવાથી તે કરી શકે જ નહિ ! ત્યારે તે કોણે કરેલું ! જો બીજાએ કર્યું હોય તો કાળુમીયાં ખૂની છે એમ એકદમ કહી શકાય જ નહિ!

આવા તરંગોના ઘોડાઓથી મી. બીહારીલાલ છેક થાકી ગયા, છતાં ચોક્કસ નિશ્ચય કરી શકયા નહિ. 'કોઇ વ્યાજબી સલાહ આ કામમાં આપે તેવો માણસ પણ નથી. મહા મહેનતે આટલો તપાસ કર્યો, તથા કેટલીક ચોક્કસ હકીકતો મળી. અને જ્યારે હાથ વેંતમાં આવીને કામ રહ્યું, ત્યારે નાશીપાસ બનવાનો પ્રસંગ આવે, એમાં ખરેખર! દૈવનો જ મારા ઉપર કોપ થયેલો હું માનું છું.' આવું મી. બીહારીલાલને લાગ્યું, એટલે સહસા મોંઢામાંથી ઉદ્દગાર નિકળ્યા કે, 'હવે શ્રીહરિ કંઇક બુદ્ધિ સુઝાડે તો જ ફતેહ મળે' આ પ્રમાણે જ્યા 'શ્રીહરિ'ને યાદ કર્યા કે સાંજે નિદ્રાધીન થતી વખતે પથારીમાં આળોટતાં આળોટતાં એક નવી યુક્તિ-છેવટની કટારી! મળી આવી. તે સવારમાં ઉઠીને અજમાવવાનું પણ નક્કી કર્યું. એ યુક્તિ-કટારી! શી મળી છે! તે જાણવા ફક્ત રાતના ૧૨ કલાક પસાર થઇ જાય ત્યાં સુધી વાંચક! જરા ધીરજ ધર.



## પ્રકરણ ૧૮ મું



### છેવટની કટારી ! યાને ઇન્સાફ

રે માનવ ! તું ગમે તેટલી તારી કળાઓ ચલાવ ! તારાથી થાય તેટલા પ્રયત્નો કરી કદાચ કર્મમાં સફળતા મેળવ ! ચાહતો હવાઇ વિમાનમાં બેસી આખું નભો મંડળ ઉથામી નાંખ ! અગર તો, મહાસાગર ઓળંગી જા ! તો પણ એ, બધુંયે ' પ્રભુની પ્રભુતા ' બરોબર તો ન જ આવી શકે. તારામાં તેટલી પ્રભુતા ( શક્તિ ) હોત તો, સ્વર્ગ, મૃત્યુ કે પાતાળમાં, દેવોને તું રાખી શકત કે કેમ ? તે હાલ કહી શકાય નહિ. કારણ કે બળીરાજાએ પોતે સ્વર્ગાધિકારી થવા મહાન યજ્ઞો કર્યા, તેના પરિણામે સ્વર્ગમાં જવા જેટલી પ્રભુતા મળતાં, મહાન સુરાધિપતિ ( ઇંદ્ર ) નું પદ લેવા ઇચ્છા ધરાવી. અને ઇંદ્રના સામે સ્વર્ગમાં જઇ લઢાઇ કરી, ઇંદ્રને હરાવી કેદ કર્યો. પછી જ્યાં ઇંદ્રાસન ઉપર બેસવા જાય છે કે ઇંદ્રાણી ( મહાનશક્તિ ) એ ક્રોધિત સ્વરથી કહ્યું કે: ' ઇંદ્રાસન ઉપર ચઢીશ નહિ ? હજુ તું એ પદને લાયક નથી. ' આવી ગર્જના થયા છતાં, આ ગર્વિષ્ટ બળીરાજાએ

તેનો અનાદર કરી એકદમ ઇંદ્રાસનના પગથીયા ઉપર પગ મૂક્યો ! પગ મૂકતાં બરાબર વિકરાળ વ્યાઘ્રો ઇંદ્રાસનમાંથી ઉત્પન્ન થયા; અને ઇંદ્રાસન ડોલવા લાગ્યું. આવી વિચિત્ર ઘટના જોતાં બળીરાજાનું પોતાનું અભિમાન ઉતરી ગયું. પછી પ્રશ્ન કરી ઇંદ્રાણીને પૂછ્યું કે: ‘ ઇંદ્રના પદને હું ક્યારે લાયક છું ! આના ખુલાસામાં ઇંદ્રાણીએ જણાવ્યું કે-‘ હજુ તારે એક મહાન યજ્ઞ કરવાનો બાકી છે, તે પુરો થશે, ત્યારે જ તું ઇંદ્રાસનનો અધિકારી થઇશ. ’ આ પ્રમાણે બળીરાજાએ પુનઃ મૃત્યુ લોકમાં આવી, તેણે યજ્ઞ શરૂ કર્યો. પરંતુ જે વ્યક્તિને ફક્ત સ્વર્ગમાં જવા જેટલી પ્રભુતા મળતાં મહાન દેવોના દેવ ઇંદ્ર જેવા સામે ગર્વથી લડાઇ જગાવી ! તેવાને ઇંદ્રનું પદ મળતાં શું ન કરી શકે ! એમ ધારી પ્રભુ પોતે જ એ યજ્ઞ પુરો કરવામા અડચણ રૂપ થયા છે; એમ પૌરાણિક ગ્રંથો ઉપરથી સ્પષ્ટ જણાય છે. તાત્પર્ય મનુષ્યને સંપૂર્ણ પ્રભુતા આપી જ નથી. એટલે કોઇ કોઇ કામ તેનાથી પૂર્ણ થઈ શકતું નથી. એવા સમયે ‘ શ્રીહરિ ’ ને યાદ કરી અંતઃકરણથી મદદની માગણી કરે તો જરૂર તે દયાળુ સહાય આપે છે. એવા આશાથી જ મી. બીહારીલાલે મદદનો પોકાર શ્રીહરિને કરતાં કંઇક નવીન ઝુકતીઃ છેલ્લા કટારી ! મળી આવી છે, એમ ગત પ્રકરણમાં ઉલ્લેખ કર્યો છે. હવે તે કયી કટારી ! હાથ લાગી છે, અને કેવી રીતે અજમાવે છે તે જાણવા સારૂ આપણે તેમની પાછળ પાછળ જઇશું એટલે જણાશે !

સવારના પહોરમાં મી. બીહારીલાલે હમેશના કરતાં આજે વહેલા ઉઠી નિત્યકર્મ વેગાસર પરવારી લીધું. ઑફીસમાં આવી મી. અકબરખાને બોલાવ્યા તથા પોતાના પટાવાળા સીપાઇઓને પણ જરૂર પુરતા બોલાવ્યા. તે પ્રમાણે તમામ હાજર થયા. પછી પટાવાળા સીપાઇઓને સમજો આપી રવાના કર્યા. ત્યાર બાદ મી. અકબરખાંને કંઇ લખવાનું કહ્યાથી, તે ટેબલ ઉપરથી ઉઠી ખુરસી ઉપર બેઠા. ટેબલ ઉપરથી એક કમીટ તકતાનું ફોર્મ લેવા, મી. બીહારીલાલે કહ્યું; તેથી

સહેજે મી. અકબરખાંએ પ્રશ્ન કર્યો કે: 'આજે કયો કેસ કોના ઉપર કમીટ કરો છો?'

મી. બીહારી—"મીસ મહેરૂન્નિસાના ખૂનીનો."

મી. અકબરખાં—"ખૂની વળી ક્યા પકડાયો છે, કે કેસ કમીટ કરો છો!"

મી. બીહારી—"પકડાયો નથી, પરંતુ નકકી કરવાનું આ છેલ્લું સાધન છે."

મી. અકબરખાં—"અરે! પણ આરોપીનું નામ તો હાલ જ લખવાનું છે! તેમાં કોનું નામ લખશું?"

મી. બીહારી—"આ કમીટ તકતામાં, મારી ધારણા પ્રમાણે કાળુમીયાં તથા મહમદખાનનાં નામ લખવાનાં છે."

મી. અકબરખા—"તેમની ઉપર પૂરાવો જ ક્યાં છે?"

મી. બીહારી—"પૂરાવો તો કેસ કમીટ કરવા જેટલો છે. અને તેટલી વાત તો આરોપીઓ કબુલ રાખશે, એમ તેઓએ કહ્યું છે. એટલે આપોઆપ તેઓ ખૂની સુદ્ધાં ઠરશે!"

મી. અકબરખાં—"તે લોકોએ કહ્યું છે કે ખૂન અમે કર્યું નથી. પણ અમારી ટોળીના એક માણસે ખૂન કર્યું છે. એટલે તે પ્રમાણે કોર્ટમાં તેઓ કહેશે તો ખરો ખૂની બાજુ ઉપર રહી જશે. અને આ આરોપીઓને શંકાનો લાભ આપી એ ખૂની નહિ હોવાની હકીકત સત્ય માની કોર્ટ છોડી દે તો તમને કલંક નહિ ચોંટે!"

મી. બીહારી—"અરે મીયાં! જરા આ મારી નવી યુક્તની હકીકત તો સાંભળો! આરોપીઓ ઉપર કોર્ટમાં કામ ચાલશે એટલે જો એમની ટોળીનો બીજો કોઈ માણસ ખૂની હશે તો જરૂર બચાવ કરવાની તજવીજ કરવા સારૂ કોર્ટમાં તે ઇસમ સ્વેચ્છાએ ખડો થશે. કારણ કે જ્યારે આ આરોપીઓ ખૂનીને ફક્ત આપેલા વચનથી તેનું નામ નહિ દેતાં પોતે જ મરવા તૈયાર થાય છે, ત્યારે એ ખૂની પણ, કદાચ આ લોકોને તેમનો ટક જોઇને મોતમાંથી બચાવવા સારૂ વળી તમામ

વાતનો એકરાર કરવા સારૂ આપોઆપ આવી ઉભો રહે, તો તેમ બનવા સંભવ છે! જો તે નહિ હાજર થાય તો આ લોકો ખુનના ગુન્હેગાર કાયદાના જોરથી ઠરશે, એ પણ નક્કી છે. જેથી મારી કીર્તિને ઉણપ લાગશે નહિ. કેમ! કેવી આ છેવટની કટારી છે !

આ પ્રમાણે જવાબ મળતાં મી. અકબરખાંએ, મી. બીહારીલાલને "ધન્ય છે! સાહેબ. વાહ! આપની બુદ્ધિ" કહી શાબાશી આપી. ત્યાર બાદ કમીટ તકતો ભરવાનું શરૂ થયું. અને મી. બીહારીલાલે લખાવવા માંડ્યું, તેમ તેમ મી. અકબરખાંએ તેમાં લખવા માંડ્યું.

કમીટ તક્તામાં નીચે પ્રમાણેની હકીકત ભરી:-

૧. ફરીયાદી—સરદારખાં રે. ચર્નીરોડ-મુંબાઇ.

૨. આરોપીનાં નામ—૧ કાળુ મીયાં ૨ મહમદખાન-હાલ બન્ને સેંટ્રલ જેલમાં.

૩. પૂરાવાનાં નામ—૧ મીસ માલતી. ૨ મીસ ચંબેલી. પટાવાળા. ૩ બે સીપાઇઓ, ૪ મી. સરદારખાં. ૫ મી. બીહારીલાલ. 'શેકલ' ઝેર છે એમ કહેનાર ૬ ડોકટર. ૭ ઝેરની દુકાનના માલિકનો ગુમાસ્તો. ૮ આબાસખાં. ૯ સરદાર જાફરઅલી રે. સુરત.

લેખી પૂરાવો:-

૧. બન્ને આરોપીઓની પ્રથમના દિવસે લીધેલી તપાસની ટાંચણ.

૨. ફોટાની નકલ.

૩. નોંધપોથી ગૂમ થઇ ત્યારે મળેલો કાગળ.

૪. મુદ્દામાલ—'શેકલ' ઝેરવાળા પડીકાનો કાગળ.

૫. તહોમત કયું રાખ્યું છે તે:-નંબર ૧ ના આરોપી ઉપર મહેરૂનિસાના ખૂનનો તથા નંબર ૨ ના ઉપર તે ખૂનમાં મદદગારીનો.

આ પ્રમાણે ફકત કામ ચલાઉ હકીકત જેટલી મળી તે તથા તે સંબંધી જેટલો પૂરાવો હતો તેટલો લખી કાઢયો. બાદ કેસ કમીટ કર્યાનો તથા ચોકસીની તારીખ નીમ્યા સંબંધીનો પૂરાવો મી. બીહારી

વાટે, ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ મી. દીનકરરાયના તરફ મોકલી દીધો. વળી તેમાં જણાવ્યું કે: "સાક્ષીઓ ઉપર તારીખ રાખ્યા પ્રમાણે અગેથી સમન્સ કાઢવામાં આવ્યા છે, એટલે તેઓ હાજર રહેશે, અને આરોપીઓ સેંટ્રલ જેલમાં પ્રથમના ગુન્હાની શિક્ષા ભોગવે છે, એટલે ત્યાંથી આપ તારીખને દિવસે તેમને બોલાવી લેશો." આ કેસની તારીખ બીજે જ દિવસે રાખેલી હતી. અને એ વાત, લોકોની જાણમાં પણ આવી ગયેલી હતી. જેથી બીજે દિવસે ઑફીસ ટાઇમે, લોકોની દોડધામ, મહેરૂન્નિસાના ભેદભર્યા ખૂનનો કેસ સાંભળવા થઇ રહી છે. કોઇ પગે ચાલતા આવ્યા, તો કોઇ ગાડીમાં. કોઇ મોટરમા, તો કોઇ સાયકલ ઉપર. આમ એક પછી એક માણસો વિવિધ પ્રકારના વાહનોમાં બેસી તથા પગે ચાલી, મી. દીનકરરાય મેજીસ્ટ્રેટ સા. ની કચેરીમાં કૉર્ટ આગળ આવી ઉભરાઇ ગયા. આથી ઑફીસમાંથી જનાર આવનારને મહા મુશ્કેલીઓ નડતી-વળી માણસોનો વેગ વધતાં અંદરો અંદર ધક્કા મુક્કીઓ થવા લાગી. આમ છતાં પણ, લોકો ઘણા શાંત ચિત્તે બેઠેલા જણાતા હતા. ઑફીસનો ટાઇમ બપોરના બાર વાગ્યાનો હોવાથી, મી. દીનકરરાય મોટરમાં બેસી આવી પહોચ્યા. મોટરમાંથી ઉતરી ઑફીસનાં પગથીઆં ચઢી, પ્રથમ ચેંબરમાં ગયા. ચેંબર ( ન્યાયાધીશનું કચેરીમાં વિશ્રાંતિ સ્થાન )માંથી અડધા કલાકે બહાર નીકળી, 'ન્યાયાસન' ઉપર બીરાજમાન થયા. કૉર્ટ-કારકુને આજની તારીખના કેસોની સુનવણી કરવા માંડી, તેમાં પ્રથમ જ 'મીસ મહેરૂન્નિસાના ખૂનનો મુકદમો રાખવામાં આવેલો હતો. તે કેસની ચોકસી શરૂ કરવા માટે મી. દીનકરરાય મેજીસ્ટ્રેટે કારકુનને કહ્યું. જેથી કારકુને આરોપીઓને પોકરાવ્યા. આરોપીઓને સેંટ્રલ જેલમાંથી પહેરા હેઠળ લાવીને ઑફીસમાં હાજર રાખ્યા હતા. મી. બીહારીલાલને પોકાર્યા, તો તેઓએ હાજર થઇ જણાવ્યું કે: "આ કેસના તમામ સાક્ષીઓ વિગેરે હાજર છે." એટલે મેજીસ્ટ્રેટ સાહેબે આ કામનો મુદ્દામાલ મંગાવ્યો. કેસની ચોકસી શરૂ કરવા માટે

જેટલાં સાધન જોઇએ. તે તમામ સાધનોની પૂરવણી થઈ. હવે પ્રથમ સરદારખાં ફીરીયાદી હોવાથી તેમની જુબાની થઇ. તેમાં તેઓએ ફક્ત ' પોતાની સ્ત્રી મહેરૂન્નિસાનું ખૂન થયુ છે. કોને કર્યું છે. તે ખબર નથી. ' આટલી જ હકીકત કહી. પછી મીસ માલતીએ જણાવ્યું કે: " બન્ને આરોપી એક રાત્રે મારે ત્યાં નાચ-રંગના જલસા માટે આવેલા ત્યારે મેં તેમને જોયેલા હતા. તેમની સાથે બીજા બે માણસો હતા. વધુમાં આ ખૂન વિષે કંઇ જાણતી નથી. " મીસ ચંબેલીએ જુબાનીમા લખાવ્યું કે. મીસ માલતીને ત્યાં એક રાત્રે તેમની સાથે તકરાર કરવામાં, અને તેને બાંધી રાખી નાશી જનારમાં હાલના આરોપીઓ હતા, એમ તેઓએ જ મને કહેલું, તે ઉપરથી હું જાણું છું. ત્યારપછી તેઓ મારે ત્યાં કોઈ કોઇ વખત આવતા જતા, એટલે હું ઓળખું છું. " હવે પટાવાળા બે સીપાઇઓની જુબાની શરૂ થઇ " મી. બીહારીલાલે, આ આરોપીની તપાસ લીધી ત્યારે અમે હાજર હતા. તે વખતે આરોપીઓએ કહેલી હકીકત અમે સાંભળેલી તે લખાવીએ છીએ આમ કહી જેટલી હકીકત તપાસના દિવસે સાંભળેલી તે તમામ વાત બન્ને જણે લખાવી દીધી. પછી બહાદુર ડિટેક્ટીવ મી. બીહારીલાલે પ્રતિજ્ઞા સાથે જુબાની આપતાં જણાવ્યું કે: " આ આરોપીઓ પૈકી નં. ૧ નાએ મીસ મહેરૂન્નિસાનું ખૂન કર્યું છે એમ મારૂં માનવું છે. કારણ કે તે મહેમદાવાદના રહીશ છે. અને મીસ મહેરૂન્નિસાની સાથે સુરતમા મેટ્રીક સુધી ભણેલો એમ એ આરોપીએ મને કહ્યા ઉપ થી, તે માટે ગઈ કાલે જ સુરતમાં તપાસ કરાવ્યો, તો કાળુમીયાંનું નામ કૅાલેજમાંથી મળી આવ્યું નહિ. જે 'અલાદ્દીન કમરૂદીન' નામના માણસને ફોટો હું લાવ્યો છું તેની સાથે એ આરોપીનો ચહેરો ઘણો જ મળતો આવે છે, તે કોર્ટને બતાવવા આ સાથે રજુ કરૂં છું. આ હકીકત ઉપરથી મારૂં માનવું છે કે એ આરોપીએ બે નામ પોતાનાં રાખેલાં હોવાં જોઇએ. પ્રથમ નામ ' અલાદ્દીન કમરૂદીન ' અને હાલનું નામ કાળુમીયાં એમ રાખેલું

જણાય છે. તેણે મારી તપાસમાં લખાવ્યું છે કે, 'મહેરૂન્નિસાનો ખૂની કોણ છે તે હું જાણું છું. પરંતુ નામ કે પત્તો નહિ આપવાની મેં પ્રતિજ્ઞા કરી છે તેથી નહિ કહું.' આવા બ્હાના હેઠળ ઉડાઉ જવાબ આપે છે. વધારામાં જણાવે છે કે 'મરનારનું મોત પ્રથમ ઝેરથી થયું, અને ત્યારપછી, છરો ચલાવેલો' એવી માહિતી ધરાવે છે. છતાં તે છટકી જવા સારૂ ઉપર પ્રમાણે ઉડાઉ જવાબ આપે છે. આ એકંદર હકીકત ઉપરથી મારૂં માનવું છે કે નં. ૧ ના આરોપીએ જ ખૂન કર્યું છે. નં. ૨ નો આરોપી મહમદખાન તો આજસુધી પોતાનું નામ અને ઠેકાણું ખોટું લખાવતો આવ્યો છે. વળી એ કહે છે કે ખૂનીનું નામ, ને પત્તો જાણું છું. છતાં નં. ૧ ના આરોપીની પેઠે તે ઉડાઉ જવાબ આપી છટકવા માગે છે. એનું બીજું નામ 'પ્યારેમીયાં' છે, એમ તપાસ વખતે જાહેર કરેલું છે. એટલું જ નહિ પણ મહેરૂન્નિસાના ખૂન કરવામાં પુરે મદદગાર છે એવી મતલબનો એક કાગળ, 'રાંટો માણુસ' મારી તપાસમાં નીકળી આવેલો તેની સાથે આ ખૂનના સંબંધી તે ખૂની ઉપર લખી મોકલ્યો હતો. તે કાગળ કેસના કાગળોમાં હતો, તે આરોપીઓએ કિંવા તેમની ટોળીના કોઇ બદમાસે કાગળો ઉડાવ્યા છે જેથી હાલ તે રજુ કરી શકતો નથી. એ કાગળ ઉપરથી મને જણાય છે કે નં. ૨ નો મદદગાર છે. બન્ને આરોપીઓ મશહુર ગુન્હેગાર હોઇ હાલપણ છ છ વર્ષની કેદની શિક્ષા ભોગવે છે. મેં કરેલા તપાસનું ટાચણ મારા હાથનું જે તે વખતે હાલના આરોપીઓએ લખાવેલું છે તે અસલ અત્રે રજુ કરૂં છું. તેમાં આરોપીઓની સહીઓ તેઓએ જાતે મારી રૂબરૂ કરેલી છે." આ પ્રમાણે મુદ્દાની જુબાની થઇ રહ્યા પછી 'શેકલ' ઝેર છે એમ કહેનાર ડોક્ટરે લખાવ્યું કેઃ મુદ્દામાલનું પડીકું મારી પાસે મી. બીહારીલાલ લાવેલા હતા. તે ઉપરનો ચોંટેલો પદાર્થ 'શેકલ' નામનું ઝેર છે." ત્યારબાદ ઝેરની દુકાનના માલિકનો ગુમાસ્તો આવ્યો. તેણે સાક્ષીમાં કહ્યું કેઃ "નં. ૧ નો આરોપી હાલ જોઉં છું તે ઇસમ મારી પાસેથી, આશરે બાર

માસ ઉપર હું દુકાને વેચવા બેઠો હતો ત્યારે ‘ શેકલ ઝેર ’ એક ચોખાબાર લઇ ગયો હતો. તે મુદ્દામાલવાળું પડીકું બાંધીને આપ્યું હતું એમ યાદ આવે છે. હાલ આ પડીકાને ચોંટેલો કંઇક પદાર્થ દેખાય છે, તે શેકલ ઝેરનો છે. ” એના પછી મી. આબાસખાંએ જુબાનીમાં જણાવ્યું કે: “ મારે ત્યાં આરોપી નં. ૨ મહમદખાન, એક દિવસ સરદાર જાફરઅલીનો સગો હોવાનું કહી મેમાન રહ્યો હતો. અને રાત્રિએ મીસ માલતી વેશ્યાને ઘેર જલસામાં ગયેલો. મોડી રાત્રે તપાસ કરવા હું ગયો ત્યારે ત્યાં તે મળ્યો નહિ. અને ઘેર પરત આવી મેં તપાસ કર્યો તો સવારની, ચારની ગાડીમાં સુરત ભણી તે રવાના થયો હતો.” છેવટમાં સરદાર જાફરઅલીએ કહ્યું કે: “મારે ત્યાં મારા જમાઇ સરદારખાંના સગા તરીકેનું કહી આરોપી નં. ૨ આવેલો હતો. પરંતુ પાછળથી મને જણાયું કે તે હકીકત સાવ ખોટી કહી હતી. ” આ પ્રમાણે આખા કેસનો પૂરાવો પુરો થયા પછી આરોપીઓના જવાબ, મેજીસ્ટ્રેટ સાહેબે લેવા માંડયા. તેમાં બન્ને આરોપીઓએ મી. બીહારીલાલે લખાવ્યા પ્રમાણેની હકીકત લખાવી. ફકત ‘ પોતે ખૂન કર્યું નથી અને કરવામાં હાજર ન હતા ’ એટલો મજકુર ખૂનનો ઇન્કાર કરી લખાવ્યો. મુદ્દામાલનું ઝેર, નં ૧ નો આરોપી લાવેલો તે સુદ્ધાં તેણે કબુલ કર્યું. આજના જેવો પૂરાવો ના સાંભળ્યો હોય, તથા હાલના જેવા આરોપીઓ લોકોએ પ્રથમ જ જોયા હોય, એવું અનુમાન કરી પ્રેક્ષકો તેથી નવાઇ પામતા હતા. કેટલાક તો મોટા અવાજથી મી. બીહારીલાલને શાબાશ ! શાબાશ ! કહેવા લાગ્યા. જ્યારે કેટલાક સરળ હૃદયના માણસો આ બન્ને આરોપીઓને અંતઃકરણથી ખૂનના ગુન્હેગાર માની, તેઓ ફાંસીએ લટકશે ત્યારે તેમની શી અવદશા થશે ! તે વિષે દિલગીર થઇ, દયા બતાવવા લગ્યા. કેસ પુરો થયો એટલે મેજીસ્ટ્રેટ સાહેબે જણાવ્યું કે: “પ્રોસીકયુશનના ( કેસની સુનમણી ) જણાવ્યા પ્રમાણે તો ખૂન આરોપીઓએ કરેલાનું પ્રથમ દર્શનીય મારૂં માનવું છે—તેથી આ કેસ સેશન્સ કોર્ટના અધિકારનો હોવાથી તેમના તરફ કમીટ કરવા હુકમ

કરૂં છું." આ હુકમ સાંભળી તમામ લોકો આનંદમાં આવી ગયા. અને કહેવા લાગ્યા કે 'સેશન્સ જડજ સાહેબ આ લોકોને ગુન્હેગાર માની ફાંસીની શિક્ષા કરશે, જેથી આવા દુષ્ટ માણસોને માટે તે લાયક ગણાશે, અને ફરીથી આવું ભયંકર કૃત્ય બીજો કોઈ કરે નહિ, એ માટે તે ધડા રૂપ થઇ પડશે'. સેશન્સની તારીખ બીજેજ દિવસે રાખી હતી. આરોપીઓ ઉપર તહોમતનામું રાખવામાં આવ્યું. તે પ્રમાણે આરોપીઓને સેશન્સ કોર્ટમાં રજુ કરવામાં આવ્યા. કમીટીંગ માજીસ્ટ્રેટ મી. દાનકરરાય પાસે જે જે પૂરાવો થયેલો તે નવેસર લેવામાં આવ્યો. તેમાં પ્રથમના જેટલી જ હકીકત નીકળી આવી. આ પ્રમાણે સેશન્સ કોર્ટનો વિધિ પુરો થયો. આરોપીઓએ નીચેની ( કોર્ટ ) કે આ કોર્ટમાં બીલકુલ પોતાના તરફથી બચાવ માટે તજવીજ કરી નહિ. તેમ જ તેમના તરફથી બીજા કોઇ ઇસમે આવી બચાવની પેરવી કરેલી નથી ! સેશન્સ જડજ મી. દીનશાહ માણેકજી, જાતે પારસી અને એમ-એ-એલ-એલ-બી. ની ડીગ્રીવાળા હોઈ પૂર્ણ વિદ્વાન, ન્યાયી, ગંભીર અને લોકપ્રિય હતા. જેથી કોઇ પણ બાબતનો ફેંસલો તાત્કાળિક આપી દે, તેવા ઉતાવળીયા ન હતા. એ સ્વભાવાનુસાર તેઓએ આ કેસનો ફેંસલો આપવાનો બીજે દિવસે મુલતવી રાખ્યો. અત્યાર સુધી લોકોના ટોળાં કચેરીમાં ઉભરાતાં ન હતાં. પરંતુ ફેંસલાના દિવસે તો લોકો, ચૂકાદો સાંભળવા ઉત્સુક હોવાથી ઑફીસ ટાઇમે હજારો માણસોની મેદની ત્યાં જામી ગઇ. અને અંદરો અંદર વાતો કરવા લાગ્યા કે, 'ન્યાયાધીશ સાહેબ શો ચૂકાદો આપશે ! કદાચ ફાંસીની શિક્ષા થશે તો આરોપીઓ ભૂરા હવાલે મરશે !' વળી કોઈ કહેવા લાગ્યા કે; અરે ! ભાઇઓ ! આવા પૂરાવા ઉપરથી કંઈ ફાંસીની શિક્ષા થતી હશે. ! એ તો જન્મદેશ નિકાલની સજા કરશે. કારણ કે ન્યાયાધીશ સાહેબ ઘણા દયાળુ છે. તેનો લાભ કદાચ આરોપીઓને મળે, એમ સંભવિત છે ! કેટલાક તો વળી એવી વાતો કરતા માલુમ પડતા કે; 'આરોપીઓ નિર્દોષ થઇ છૂટી જશે ! કારણકે તેમણે તમામ વાતો સત્યપરાયણ

થઈ કબુલ કરી છે અને તેઓએ ખૂન કર્યું નથી ' એમ કહેલું કથન પણ સત્ય માની છોડી દેવા હુકમ કરે, એ સંભવિત છે ! આવી એક બીજા સાથે ચર્ચા, ભેગા થયેલા લોકો કરતા હતા. ન્યાયાધીશ સાહેબ તથા જ્યુરી, અંતે કેટલીક વાટાઘાટ થયા પછી એકમત થઇ ફેંસલો લખી કાઢયો. આ વિધિ બરાબર દોઢ કલાકમાં પુરી થઈ. ત્યાં સુધી ભેગા થયેલા લોકોની અધીરાઇ ફેંસલો સાંભળવાની વધતી ગઈ. ફેંસલો લખી રહ્યા કે તુરત ન્યાયાધીશ તથા જ્યુરી પોત પોતાના આસને આવી બેસી ગયા. બાદ આરોપીઓને હાજર કરવા હુકમ થતાં તેઓને લાવી પિંજરામાં ઉભા રાખ્યા. મી. બીહારીલાલ તથા મી. અકબરખાં પણ ઠરાવ સાંભળવા ત્યાં હાજર હતા જ. ન્યાયાધીશ સાહેબે પોતે જ, ઠરાવ વાંચવાનો શરૂ કર્યો. ઠરાવની વિગત વાંચી બનાવના, તેમ તેમ લોકો પોતાના કાંન તે તરફ સતેજ રાખી ઉત્સુકતાથી સાંભળતા હતા. છેવટે ન્યાયાધીશ સાહેબે પોતે જ ઠરાવ વાંચવાનો શરૂ કર્યો. ઠરાવમાં લખેલો નીચે પ્રમાણેનો હુકમ સંભળાવી દીધો કે: " નં. ૧ નો આરોપી મીસ મહેરૂન્નિસાના ખૂનનો તકસીરવાન ઠરતો હોવાથી અને તેણે ભયંકર રીતે તેનું ખૂન કર્યાનું ( ઝેરથી મોત થયા છતાં શબ ઉપર પણ છરો ચલાવેલો ) સાબીત થવાથી, તેને મોતની શિક્ષા કરવામાં આવે છે. નં. ૨ નો આરોપી પણ તેમાં સંપૂર્ણ મદદગાર પ્રથમથી સામેલ હોવાનું જણાય છે જેથી તેને પણ મોતની શિક્ષા કરવામા આવે છે. જ્યુરીએ દયાની લાગણી બતાવી દેશનિકાલની સજા કરવા બંનો જણ માટે ભલામણ મને કરેલી. પરંતુ આવા મશહુર ગુન્હેગારને મુંબાઇ જેવા શહેરમાં છડેચોક ખૂન કરનારને માટે દયા લાવવી એ મારા હોદ્દાના કારણે ન્યાયપૂર્વક નહિ હોવાથી તે ભલામણ મેં સ્વીકારી નથી. મુદ્દામાલમાં આ ઝેરવાળું પડીકું છે તેનો નાશ કરવો તા ૮–૪–૯૧ "

ઠરાવ ખુલ્લી કોર્ટમાં આજેજ આરોપીઓને વાંચી સમજાવ્યો છે. } ( સહી ) ડી. એમ. શેઠ
સેશન્સ જડજ

જ્યાં આ પ્રમાણેનો હુકમ વાંચી બતાવ્યો, કે આરોપીઓએ ખુદાને યાદ કર્યા અને બોલ્યા કેઃ "અમને ઇન્સાફ બરાબર મળ્યો નથી. જો કે અમે આ ખૂન સંબંધી માહિતી ધરાવીએ છીએ. પરંતુ અમોને આ ખૂનના ખૂની તરીકે ઠરાવવામાં આવ્યા તે હડહડતો ગેર ઈન્સાફ થયો છે! વળી ખરેખર ન્યાય અહીં છણાયો છે!" આ સાંભળી ન્યાયાધીશ સાહેબે શાંતપણે જવાબ આપ્યો કેઃ "તમો કાયદા પ્રમાણે ગુન્હેગાર સાબીત થાવ છો. કારણ કે તમામ વાતો તમોએ જવાબમાં કબુલ કરી છે. ફક્ત ખૂન કર્યાનો ઇન્કાર કરો છો. તથા મહત્વનો પૂરાવો ઝેર સંબંધી અને ફોટાની નકલ તમારા વિરૂદ્ધ મળી આવી છે તેના પ્રતિકારમાં તમે તમારો બચાવ 'પૂરાવાના કાયદા પ્રમાણે' કંઈ પણ કર્યો નથી. ફક્ત એક પ્રતિજ્ઞાનું બ્હાનું આગળ લાવો છો, એ વાત કોર્ટને 'કાયદેસર માનવા કાયદાથી પ્રતિબંધ છે.' જેથી તમો ખૂની નહિ હો તો પણ 'કાયદાના પંઝામાં' સપડાયા છો. બલ્કે હું પણ 'કાયદાનું હથિયાર' બનેલો છું. જેથી જહુરી તથા મેં 'કાયદા સંબંધી' વાટાઘાટ કરી અંતે ખૂનના ગુન્હેગાર તમોને ઠરાવેલા છે. એ ન્યાય, કેટલીક હકીકત તથા 'કાયદાની પ્રચલિત રૂઢી' પ્રમાણે બરાબર છે. એમ હું અત્યારે ન્યાયાસન ઉપર બેસી દીલથી કબુલ કરૂં છું."

તમામ લોકો જે સાંભળવા ઉત્સુક હતા, તેમણે તે સાંભળ્યું. એટલે કેટલાક આરોપીઓની દયા ખાતા, તો કેટલાક આ શિક્ષાથી સંતોષ પામતા. વળી કેટલાક શિક્ષાનો હુકમ કડક છે એમ બોલતા, તો કોઇ આરોપીઓની હકીકત સત્ય છે એમ કહેતા. આ પ્રમાણે વિધ વિધ પ્રકારના અભિપ્રાયો કહેતા કહેતા, અને મી. બીહારીલાલની પ્રશંસા કરતા કરતા પોત પોતાના ગૃહ તરફ ચાલ્યા ગયા. મી. બીહારીલાલે. મી. અકબરખાને એક બાજુએ લઇ જઇ કહ્યું કે "આ મારી છેલ્લી કટારી! કેવી પાર પડી! અંતે આ આરોપીઓ ખૂની તરીકે સાબીત થયા, અને મારા ઉપરનું 'નિષ્ફળતાનું કાળું' કલંક પણ દૂર થયું!" મી. અકબરખાં

તો આ ફેંસલો સાંભળી દિંગ્મુઢ થઈ ગયા હતા. વળી વિચારમાં ઉંડા ઉતરી પડેલા હતા. જયારે મી. બીહારીલાલે એક બાજુએ તેઓને લઇ જઇ ઉપર મુજબ કહ્યું, ત્યારે જ જાણે નિદ્રામાંથી જાગૃત થયા હોય તેવી તેમની ભયભીત સ્થિતિ થઇ. તેઓએ મી. બીહારીલાલની હકીકત સાંભળી દયાપૂર્ણ લાગણીથી આરોપીઓ માટે દયા ખાતા હોય તેવી ઢબથી જણાવ્યું કેઃ " સાહેબ ! હજુ પણ આરોપીઓ ખૂની હોય એમ મારૂં અંતઃકરણ કબુલ કરતું નથી. કારણ કે તેઓની આજ સુધીની કોર્ટમાં હિંમતભરી વર્તણુંક, તથા કહેલી ગંભીર અવાજે સાચી હકીકત–તેમના લાભમાં મને દોરી જાય છે ! બીચારાઓએ સત્ય કથન કર્યું હશે છતાં તે કાયદાના માતબર હથિયારથી' માર્યું ગયું છે ! આરોપીઓ સત્ય હકીકત કોર્ટમાં જાહેર કરે તોય આવી દશા ' કાયદાની કારી કલમો ' થી થાય છે, એ પણ મને અનુભવમાં આજે નવું શિખવાનું મળ્યું !" આ હકીકતનો ખુલાસો કરવા મી. બીહારીલાલે કહ્યું કેઃ " આરોપીઓ ખૂની ના હોય અને બીજો એ સિવાયનો ઇસમ ખૂની હોય છતાં મેં તમોને પ્રથમ કહ્યું હતું તેવી રીતે જરૂર આજ સુધીમાં આ ઠરાવ વંચાતાં સુધીમાં હાજર થયો હોત. પણ તેવું બન્યું નથી, તે ઉપરથી મારૂં અનુમાન હવે ચોકકસ થયું છે, કે આરોપીઓ જ ખૂની છે." આ કથનથી મી. અકબરખાંને કંઇક વ્યાજબી લાગ્યું. તો પણ છેવટે બોલ્યા કેઃ " હશે ! ગમે તે હોય, પણ મારૂં મન કબુલ કરતું નથી !" આ પ્રમાણે વાતચીત પછી તેઓએ પોતાની ઓફીસ તરફ પ્રયાણ કર્યું. આ સઘળી ધામધુમ ફક્ત ચાર કલાકમાં પુરી થઇ. ઓફીસનો ટાઇમ પુરો થવાથી ઓફીસ પણ સૂન્યકાર બની ગઇ.

હવે છાપાંવાળાઓને તો પૂછવું જ શું ! જોયતા લાબા લાંબા લીફાફા કૅાલમો ભરવા મળી રહ્યા ! તેઓએ પોત પોતાનાં છાપાંમાં નીચે પ્રમાણે મતલબની જાહેરાત છાપી કાઢીઃ–

"મીસ મહેરૂન્નિસાના ખૂનનો, મી. બીહારીલાલ જે બહાદુર ડિટેક્ટીવ છે તેઓએ અથાગ શ્રમ કરી, અંતે ગુન્હેગારો–કાળુમીયાં તથા અહમદખાન નામના ઇસમોને શોધી કાઢ્યા છે. ન્યાયની કોર્ટમાં ગુન્હેગારોને ફાંસીની શિક્ષા પણ થઇ ચૂકી છે. ફાંસી દેવાની તારીખ કારોબારી ખાતા તરફથી ૨૭–૪–૫૧ ની રાખવામાં આવી છે, અને તે સેંટ્રલ જેલમાં જ દેવામાં આવશે."



## પ્રકરણ ૧૯ મું



### ખૂનીનો એકરાર!

પ્રિય વાંચક! આ પ્રકરણનું લખાણ છેલ્લું તારા હાથમાં વાંચવામાં આવે છે. તેમાં હવે આ વાર્તાના નાયક 'ખૂની' તથા 'મી. બીહારીલાલ ડિટેક્ટીવ' ની બહાદુરી સંપૂર્ણ થાય છે. જેથી તેઓના માટે આ પ્રકરણ વાંચ્યા પછી જે અભિપ્રાય આપવો ઘટે તે આપજે!

તારીખ ૨૭-૪-૯૧ નો દિવસ કાળુમીયાં તથા મહમદખાનની જીંદગી માટે છેલ્લો ગણાય છે. તે દિવસે સેંટ્રલ જેલના કમ્પાઉન્ડમાં લોકોની ઠઠ જામી છે. કેટલાક અમલદારો પોતાના ડ્રેશમાં હાજર છે, તેમાં કેટલાક હથિયાર બંધ છે. અમલદારોમાં મુખ્યત્વે સેશન્સ જડજ મે. વેડસન સા. જેલ સુપ્રીન્ટેન્ડેન્ટ, સીવીલ સર્જન, મી. બીહારીલાલ, મી. અકબરખાં, તથા કેટલાક પોલીસ સબ-ઇન્સ્પેક્ટરો છે. લોકોમાં સરદારખાં તથા આબાસખાં પણ ઉભેલા છે. ફાંસી દેવાનો ટાઇમ સવારના આઠ વાગે હતો, એટલે ગુન્હેગારોને બરાબર સાત વાગે ફાંસીની જગ્યાએ હાજર રાખ્યા હતા. જ્યાં પોણાઆઠ થયા કે ન્યાયાધીશ સેશન્સ જડજ સાહેબે, ફાંસી દેવાના માંચડા ઉપર આરો-

પીઓને ચઢાવી દેવા હુકમ કર્યો. એટલે આરોપીઓને માંચડા ઉપર ચઢાવી ઉભા રાખવામાં આવ્યા. આ વખતે મી. બીહારીલાલ, આરોપીઓ પાસે આવી કહેવા લાગ્યા કેઃ " તમે હવે છેવટની મોતની તૈયારીમાં મુકાયલા છો, માટે હજુ પણ તમે ખુની ના હો તો બીજો કોણ છે ? ને ક્યાં છે ? તેનો ખુલાસો તમારી જીંદગીના બચાવ માટે યોગ્ય લાગે તો કરો અને તમે જ ખૂની હો તો હવે સ્પષ્ટ કબુલત, આ મોતની અણી ઉપર હોવાથી કરશો તો ખુદાને ત્યાં કંઇક ઓછા ગુન્હેગાર ઠરશો. એ ન્યાયે પણ કહી દો ? " આ પ્રશ્નના જવાબમાં બન્નેની જીંદગી બચે યા જાય, તેની દરકાર કર્યા વગર તેઓએ સ્પષ્ટ જણાવી દીધું કેઃ " મી. બીહારીલાલ ! અમને આ મોતના ડર કરતાં, અમારી પ્રતિજ્ઞાનો ભંગ થવાનો વધારે ડર છે ! જેથી અમો નામ કે પત્તો કહેવાના નથી જ. હજુ પણ આ તમામ લોકોની મેદની વચ્ચે પોકાર કરી જાહેર કરીએ છીએ કે અમે ખૂની નથી અને કોર્ટમાં સત્ય હકીકતો જાહેર કરવાથી, ' કાયદો ' કેવી રીતે સપડાવે છે એનો પ્રત્યક્ષ નમુનો આ અમારી થયેલી સ્થિતિ છે ! " આ જવાબથી મી. બીહારીલાલ પાછા હઠી અમલદારો સાથે જઇને ઉભા. પછી સેશન્સ જડ્જે આરોપીઓને કહ્યું કેઃ " તમારે કંઇ ઇચ્છા છે ? હોય તો આ શિક્ષા પૂર્વે જણાવો ?" બન્ને આરોપીઓએ જવાબ આપ્યો કેઃ " હવે મોતની જ ઇચ્છા છે. અમારાં આજ સુધીનાં કરેલાં કર્મના ફળ તરીકે આ શિક્ષાને જ અમે પાત્ર છીએ " આ જવાબ મળ્યા પછી સેશન્સ જડજે દરેક આરોપીઓના ગળે રેશમની દોરી નાખવા હુકમ કર્યો; તે પ્રમાણે દોરી નાખવામાં આવી. બાદ મજુરોને માંચડા ઉપરનું પાટીયું, જે ઉપર આરોપીઓને ઉભા રાખેલા હતા, તે ખસેડી લેવા કહ્યું. આ વખતે બરાબર આઠમાં બે મીનીટ ઓછી હતી.

જ્યાં મજુરોએ નીચેનું પાટીયું ખસેડી લેવા હાથ લંબાવ્યા કે એકદમ 'એક વ્યક્તિ' ફાંસીના માંચડા આગળ આવી

મજુરોને પાટીયું લેતાં અટકાવતાં બોલી કે: "સબૂર કરો ? આ ખૂનીઓ નથી, પરંતુ સ્વર્ગના ફિરસ્તાઓ છે! જેથી મહાન અપરાધ થશે! એ બન્ને ખુની નથી, પણ 'હું જ' ખૂની છું!" આ ઘટના જોતાં બરાબર તમામ હાજર રહેલા લોકો, અમલદારો, તથા મજુરો અજાયબ થઈ ગયા. તેમાં વળી મી. બીહારીલાલના આશ્ચર્યનો તો પાર જ ના રહ્યો. તેઓ તુરત એ વ્યકિત આગળ આવી કહેવા લાગ્યા કે: "અરે! એ ગાંડો છે કે શું?" ના ના હું ગાંડો નથી પરંતુ મીસ મહેરૂન્નિસાનો ખૂની છું એવો જવાબ મોટા પહાડી સ્વરથી એ વ્યકિતએ આપ્યો આથી હાજર રહેલા તમામ લોકોનાં રોમાંચ ખડાં થઇ ગયા. સેશન્સ જડજ આ બનાવ જોયાથી આ વ્યક્તિની પાસે આવી ઉભા. તેઓએ પણ આ વ્યકિતને જોઇ પ્રશ્ન કર્યો કે: "અરે! તમે આ શું કરો છો? તમે કોણ છો! તેનું ભાન છે." તેવો જ એ વ્યકિતએ પ્રતિઘોષ કર્યો! 'હું ખૂનની શિક્ષા ભોગવવા હાજર થયો છું.'

"હું એક પોલીસ અમલદાર અને અકબરખાંના નામથી છૂપાઇ રહેલો! મીસ મહેરૂન્નિસાનો ખૂની છું!" સેશન્સ જડજ–"તમે ખૂની હોવાનો તમારી પાસે શું પૂરાવો છે?"

અકબરખાં—"પૂરાવામાં આ ગૂમ થયેલી નોંધપોથી, તપાસના મી. બીહારીલાલે બનાવેલા કાગળો, અને આ છરો કે જેનાથી એ 'દેવી!' ના ગળામાંથી રક્તધાર વહન થયેલી હતી! તદુપરાંત આ છરાએ એક નિર્દોષ 'ગાંડા માણસ' નું રક્તપાન કરી તેનો પણ જીવ લીધો છે."

આમ કહી આ ત્રણે વસ્તુઓ પોતાના ડ્રેસ નીચે છૂપાવી રાખેલી એક પછી એક બહાર કાઢી અકબરખાંએ સેશન્સ જડજ પાસે મૂકી દીધી. આ ત્રણે વસ્તુ જોતાં બરાબર મી. બીહારીલાલે સેશન્સ જડજને વિનંતી કરી કે: "હાલના બન્ને આરોપીઓને ફાંસી દેવાની આજ સાંજ સુધી મુલ્તવી રાખો! અને આ અકબરખાની હકીકત એ, જે અક્ષરે અક્ષર કહે તેટલી લખી લ્યો! વળી જે હકીકત



" સબૂર ! એ ખૂનીઓ નથી પણ સ્વર્ગના ફીરસ્તાઓ છે ! જેથી મહાન અપરાધ થશે."

(જુઓ પૃ. ૧૬૦)

Minerva Printers, Ahmedabad.

લખાવે તે ખરી છે કે કેમ ? અને ખૂની તરીકે હોવાનું કબુલ કરે છે, એ વિગેરેનો ખુલાસો બંધબેસ્તો છે કે કેમ ? એનો નિર્ણય થયા પછીથી આપ તેને ફાંસી દેજો ? " આ વિનંતી તેઓ સાહેબને પણ બરાબર લાગી. એટલે કન્ફેશનનું ફૉર્મ, (આરોપીની કબુલત લખી લેવાનો છપાત ઠરેલો નમુનો ) ખડીયો, તથા હોલ્ડર મંગાવ્યાં. તે આવ્યાં એટલે અકબરખાને સામા ઉભા રાખી. રાજી ખુશી તથા સ્વસંતોષથી હકીકત પોતાની મેળે લખાવે છે કે કેમ ? એ સંબંધી સવાલો પૂછી લીધા. તેમાં અકબરખાએ ' હકાર ' નો જવાબ આપ્યો. બાદ નીચે પ્રમાણેનો એકરાર ( કબુલત ) તેણે લખાવવા માંડયો, તે સેશન્સ જડજ સાહેબે લખવા માંડયો.

" મારૂં મૂળ નામ અલાઉદ્દીન કમરદીન છે. હાલ નામ અકબરખાં છે. અકબરખાં નામ રાખવાનું કારણ મરનાર દેવીએ મારા મુબાહમાં આવ્યા પછી મને એવું કહ્યું કે: ' મુબાહમાં આવ્યા છો એટલે તમે તમારૂં અલાઉદ્દીન નામ ફેરવી કોઈ સારૂં ઉપનામ ધરાવો. કારણ કે એ નામનો ઇસમ એક ખૂની તરીકે મુસલમાની રાજ્ય વખતે હતો એવું ઇતિહાસ ઉપરથી જણાય છે. તેવું નામ તમારૂં હોય એ મને ઠીક લાગતું નથી. માટે મુસલમાની રાજ્ય વખતે ' અકબરખાન ' નામનો રાજા ઉત્તમ લેખાતો હતો. તે નામ રાખો તો અતિ પ્રિય થઇ પડે તેવું છે. આ કારણે મારૂં નામ મુબાહ આવ્યા પછી થોડા જ ટાઇમમાં એ દેવીના આગ્રહને સ્નેહના કારણે વશ થઇ મેં મારૂં નામ બદલી અકબરખાં નામ ધારણ કર્યું. તો પણ આખરે આ ભયંકર કૃત્ય કરી મેં અલાઉદ્દીન ખૂનીનું જ નામ દીપાવ્યું છે ! હું મહેમદાવાદનો રહીશ હોઇ ખાનદાન કુટુંબનો છું. પણ કાળે કરી પૈસાની તંગી હોઈ છેક ગરીબી અવસ્થામાં હું આવી પડયો. વિદ્યાભ્યાસ કરવા માટે મારૂં મન ઘણું આતુર હતું, પરંતુ આર્થિક સ્થિતિ નબળી હોવાથી સાવ લાચાર હતો. છેવટે કંઇ આશ્રય મળે તો ઠીક એવા તપાસમાં હતો. તેવામાં સુરતમાં ઇસ્લામી બોર્ડિંગ

કે જે સરદાર જાફરઅલીના બંગલા પાસે આવેલી છે. તે બોર્ડિંગમાં ઇસ્લામી ગરીબ વિદ્યાર્થીઓને મફત રાખી ભણાવવા તજવીજ થતી હતી, એમ જાણવામાં આવ્યાથી હું સુરત ગયો. ત્યાં મને ઇચ્છિત આશ્રય મળ્યો, એટલે ત્યાંની જ હાઇસ્કુલમાં ઇંગ્લીષ ભાષાનું જ્ઞાન લેવાનું શરૂ કર્યું; છેવટે મેટ્રીક સુધી ગયો. મેટ્રીક કલાસમાં જ્યારે હું ભણતો હતો ત્યારે એ સૌંદર્યની દેવી! સ્વર્ગની દુર્વશી! 'મીસ મહેરૂન્નિસા– સરદાર જાફરઅલીની દીકરી, મારી સહાધ્યાયી હોવાથી સાધારણ વાત-ચીત ઉપરથી મારી તેની સાથે ઓળખાણ થઈ. ત્યાર બાદ થોડા દિવસમાં એક બીજા પ્રત્યે અમે 'સ્નેહ' કરતાં શીખ્યાં. એ 'સ્નેહ' ધીમે ધીમે વધતો ગયો. તે એટલે દરજ્જે સુધી કે તેણે મને વચન આપ્યું: 'હજુ મારૂં લગ્ન થયું નથી. જેથી જો મને મારા પિતા લગ્ન સંબંધી સંમતિ પૂછશે તો હું તમારૂં નામ ઇશારામાં જણાવી દઇશ, એટલે આપણે 'લગ્નગ્રંથી'થી જોડાઇ શું.'

આ આશાથી તેની સાથે હું વધારે પ્રેમમાં જોડાયો. સ્વપ્નમાં પણ, તે 'મુર્તિમંત' આવી ખડી થતી. મહેરૂન્નિસા મેટ્રીકમાં પાસ થવાથી અને સુરતમાં આગળ શિક્ષણ લેવાનું સાધન નહિ હોવાથી બીજે ઠેકાણે તેને તે માટે જવાની ફરજ પડી. મીસ મહેરૂન્નિસા મુંબા-ઇમાં પોતાના મામા આબાસખાંને ત્યાં વધુ શિક્ષણ લેવા સારૂ રહેવા ગઇ. જતી વખતે મને મુંબાઇનો પત્તો આપી ગયેલી હતી. મારે મુંબાઇ રહેવાનું સાધન નહિ હોવાથી હું વિચારમાં પડ્યો કે મારે હવે શું કરવું! મીસ મહેરૂન્નિસાના વિયોગમાં કંઇ કામ સુઝ્યું નહિ. આખરે મારૂં મન મહેરૂન્નિસાની પાછળ દોડ્યું, અને તે પ્રમાણે હું મુંબાઇ આવી ગ્રાંટરોડ ઉપરની ઇસ્લામી હોટલમા ઉતર્યો. ત્યાં રહી તપાસ કરતાં કંઇ શિક્ષણનો આશ્રય મળ્યો નહિ. એટલે હવે મુંબાઇમાં જ નોકરીની શોધ કરી ગુજરાન કરવા ધાર્યું. કારણ કે મીસ મહેરૂન્નિસાના 'સ્નેહ' નો લાભ મળી શકે. પછી તજવીજ કરતાં એક હોટલ

નજીક દવાખાનું હતું, તેમાં કમ્પાઉન્ડર તરીકે મારા ઉપનામ અક-અરખાંના નામથી માસિક રૂ. ૨૫) પચીશના પગારથી જોડાયો. એ નોકરીમાં સારી સારી દવાનો તથા અનેક પ્રકારના ઝેરનો અનુભવ મળ્યો. વળી મીસ મહેરુન્નિસાના બંગલાની ત્યાંથી નજીક હોવાથી તેનાં કાયમ દર્શન થતાં. આ નોકરીના અંગે એક વખત 'તેજાબ' નો ઉપયોગ કરતાં મારી જમણી બાજુની આંખને તે લાગવાથી ફુટી ગઈ. જેથી દવાખાનાની નોકરી ત્રણ વર્ષ કરી મને છોડવાની ફરજ પડી. ત્યાર બાદ વળી નોકરી નજીકમાં મળે તેવી તજવીજની શોધમાં ફર્યો. એક મહિને મી. બીહારીલાલે આશ્રય આપી તેમના જોડીદાર તરીકે મારી ગરીબીના દયાના કારણે મને રાખી લીધો. પછી આ નોકરી કરવા લાગ્યો. આ તરફ મીસ મહેરુન્નિસાએ પોતાનો અભ્યાસ આગળ વધારી એક 'સદ્ગુણની સાક્ષાત 'પ્રતિમા' બનવા લાગી. તેણે ઇંટરમીજીયેટ સુધી પરિક્ષાઓ પસાર કરી. તે બાદ તેનું લગ્ન મારી સાથે નહિ થતાં, તેના પિતાએ આ ભલા સરદારખાં સાથે કર્યાં. આથી હું નિરાશ થયો: ને એક પ્રકારનો હૃદયમાં કારી જખમ લાગ્યો હોય તેવી મારી સ્થિતિ થઇ ! એ લગ્ન પછી પણ મને કોઇ કોઇ વખત મળી શિખામણ દેતી હતી કે 'હવે તમે મને ભૂલી જાઓ! ખુદાની મને તમારી સાથે જોડાવાની અનિચ્છા થતાં બીજું યોગ્ય પાત્ર મને મળી આવવાથી મારૂં તેમની સાથે લગ્ન થઈ ચૂક્યું છે એટલે હવે તમારા તરફ દૃષ્ટિપાત કરવો તે પણ હું પાપ સમજું છું.' આ શબ્દોએ મને એક પ્રકારે સ્નેહના બદલે ઇર્ષા ઉત્પન્ન કરાવી. એટલું જ નહિ પણ મારા પાપમય હૃદયથી તેની ઉપર એવી શંકા લાવવા લાગ્યો કે: 'જાણી જોઇને આ સ્ત્રીએ મને દગો દઇ બીજાની સાથે લગ્નથી જોડાઇ છે.' આ શંકાએ ધીમે ધીમે મોટું રૂપ પકડયું. પછી હું પણ તેના ત્યાં (સરદારખાંના ઘેર) સ્નેહી તરીકેનો ડોળ રાખી, સરદારખાંની ગેરહાજરીમાં ત્યાં જવા લાગ્યો. અને મેં તેને જણાવ્યું કે: "વિકારી દૃષ્ટિ તજી, હવે હું એક પવિત્ર સ્નેહી તરીકે તારી સાથે સંબંધ રાખવા માગું છું.' આ વાતથી તે

આનંદ પામી: આવી રીતે પ્રાસંગિક પૂનર્જન્મ અમારા વચ્ચે થયો ગણાયો. તો પણ હું તો સરદારખાંની બ્હીકથી તેની હાજરીમાં કોઇ વખત ગયો જ નથી. અને તેણે મને જોયો પણ નથી. આ પ્રમાણે દિવસો હું ગુજારવા લાગ્યો. એક તરફ છૂપી પોલીસની નોકરી એટલે સમાગમનો લાભ વિશેષ મળતો ગયો. આથી મારૂં ચિત્ત વધુ ચકડોળે ચઢયું. કંઇ કામ કરૂં તો તેમાં ઘણી ભૂલો થતી, ઉંઘ બરાબર આવે નહિ. કોઇ પણ પ્રકારના કામમાં ચિત્ત જોડાય નહિ; તથા ખાવાનું પણ ભાવે નહિ. આમ તમામ બાબતો નિરસ જણાવા લાગી. એ બધુંય એક મહેરૂન્નિસાની મૂર્તિ જીવની જાગની ચાહિતને ત્યાં છે, અને મને મળી નહિ, એ કારણે જ થયું. એક દિવસ કંટાળીને મેં એક પત્ર પણ એવો તેની ઉપર લખી કાઢયો, કે તે પત્રથી જ આ મારી જીંદગીની ધુળધાણી થવા બેઠી છે. મી. બીહારીલાલને તપાસમાં તે પત્ર મળી આવેલો છે. જે આ કેસના કાગળોમાં સામેલ છે તે જોવાથી ખાત્રી થશે. એ પત્ર મીસ મહેરૂન્નિસાને મળ્યા પછી બીજે દિવસે તે મને રૂબરૂ મળી. અને મને ઉપદેશના શબ્દો કહી મારા અસ્થિર ચિત્તને શાન્ત કર્યું. આ ઉપદેશ સાંભળે ચારેક દિવસ થયા હશે, કે પુનઃ મારી સ્થિતિ પૂર્વવત્ ઘેલી બની. એટલે એ પત્રનો અમલ કરી નાંખવો એજ નિશ્ચય થયો. આ સંધિમાં આ બન્ને આરોપી, હું એમની ટોળીમાં છૂપી રીતે હોવાથી મારા દિલોજાન દોસ્ત બનેલા; તેમાં કાળુમીયાં મારા કાકાનો દિકરો થતો હોવાથી મારા ફોટાની સાથે ચહેરો મળતો આવે એ સ્વાભાવિક છે. હવે પત્રનો અમલ-મીસ મહેરૂન્નિસાનું ખૂન કરી કેવી રીતે કરવો એ સંબંધમાં આ જાની દોસ્તોની સલાહ લીધી. ત્યારે તેમની રીત મને પસંદ પડી નહિ. કારણ કે એ પ્રયદેવી ! જીવતી છતાં આ હાથે તેની ઉપર છરો ચલાવવો એ બરાબર નહિ લાગ્યું. પછી મેંજ એક પ્રકારે બુદ્ધિ ચલાવી અને છેવટે એમ નક્કી કર્યું કે 'ખાવાના પાનમાં વિષ-ઝેર આપવું' એ નક્કી થયા બરોબર મારા દિલોજાન મિત્ર, કાળુમીયાંને 'શેફલ' નામનું ઝેર લઇ આવવા સારૂ, ચર્નીરોડ ઉપર આવેલી દુકાનમાં મોકલ્યો. એ નામનું ઝેર

મંગાવવાનું કારણ એજ હતું કે, તેની અસર શરીરમાં સપાટાબંધ પ્રસરે છે, એમ હું કમ્પાઉન્ડરની નોકરી કરતો હતો, ત્યારથી તે જાણેલું. કાળુમીયાં ઝેર લઇ આવ્યો, તે મેં જોયું. પછી હું અને શાંટો માણસ 'કે જેને મેં ઘાતકી મિત્ર થઇ મારી નાંખ્યો છે તે,' એમ બન્ને મળી, બે જાણ પાનવાળાની દુકાનથી બનાવેલાં તૈયાર પાન લઇ સરદારખાંના મકાનમાં, તે બહાર ફરવા ગયા તે જોઇને, સપાટાબંધ ઉપર ગયા. આ વખતે મહેરૂન્નિસા લોટ ચાળતી હતી. અમોને જોઇ તેણે અમને યોગ્ય આસન ઉપર બેસાડ્યા, અને સમાચાર પૂછ્યા. મેં શાંટા માણસની ઓળખ એક ગરીબ માણસ તરીકે આપી મદદ તરીકે કંઇ પૈસા આપવા કહ્યું. તે ઉપરથી તે દયાની દેવીએ દશ રૂપિયાની એક નોટ શાંટા માણસને આપી દયા બતાવી. તેના બદલામાં મેં પેલું, કાળરૂપ-ઝેરવાળું પાન આપી સામો વિવેક બતાવ્યો ! તે પાન તેણે ઉમંગથી ખાધું. અને અમોને બેસવાનું કહી તેણે રોટલીઓ વણવી શરૂ કરી. એ અરસામાં ઝેરની સંપૂર્ણ અસર થઇ એટલે તે ત્યાંજ કાળના મુખમાં સુતી! વેલણ ખખડતું બંધ થયું એટલે અમો બન્ને તે જોવા ગયા, તો તે મરણવશ માલુમ પડી ! પછી પેલા 'શાંટા માણસે' દશ રૂપિયાની એક નોટ તેણે આપેલી, તેના બદલામાં, એ દયાની દેવીના મુડદા ઉપર અરે-ગળા ઉપર નિષ્ઠુર બની છરો ચલાવ્યો! છરો ચલાવવાનું કારણ ફક્ત ઝેરનો પ્રયોગ ઢાંકી પાડી, પોલીસ અવળે રસ્તે દોરાય, તે હેતુથી શાંટા માણસે એ તર્કબુદ્ધિ ચલાવેલી ! એ અધમને પણ અનાયાસે જીંદગી ખોવાની મારા હાથે જ સજા થઇ, એ રીતે ભયંકર કૃત્યનો બદલો તેને આપોઆપ મળી ચૂક્યો ! મીસ મહેરૂન્નિસાનું મડદું જોઇ હું ભયભીત બની ગયો ! તેનો સ્નેહ ત્યાંજ ફરી યાદ આવ્યો ! એટલે હું રડી પડ્યો, મન વ્યાકુલ બની ગયું ! મેં કરેલા સાહસનો પરિણામીક વિચાર આવ્યો કે 'મારૂં મોત હવે નજીક છે'! એ બ્હીકે હું ત્યાંજ સ્થંભી ઉભો રહ્યો ! જ્યારે શાંટા માણસે કહ્યું કેઃ 'નાસો, નહિ તો સરદારખાં આવી

પડશે ' એ શબ્દો સાંભળ્યા ત્યારે જ, મને મારો બચાવ કરવાનું યાદ આવવાથી, હું અને ઠીંગો માણસ સપાટાબંધ બ્હીકના માર્યા, નીચે ઉતરી જાહેર રસ્તા ઉપર આવતા રહ્યા. ત્યાં અમારા માટે ભાડાની મોટર આ બન્ને જાનીદોસ્તોએ તૈયાર રાખેલી, તેમાં બેસી અમે રવાના થઇ ગયા. તે જ રાત્રે મી. બીહારીલાલ ઉપર, એ ખૂનના સમાચાર આવ્યા. તે પણ મેં જાણ્યું. ત્યારબાદ આ ખૂનનો તપાસ કરવા મી. બીહારીલાલ જેવા બહાદુર ડિટેક્ટીવને સોંપવામાં આવ્યો. તેમના તપાસમાં મેં અનેક વખત તેઓને ધમકી આપેલી. તથા ઘણી બાબતોમાં હું તેમને નિષ્ફળ કરતો હતો. પ્રથમ શેકલ ઝેરનો પત્તો મેળવવા તેઓએ તપાસ શરૂ કર્યો. તેમાં ઇબ્રાહીમની દુકાને તેઓ ગયા: હું પણ મારી ટોળી સાથે મોટરમાં બેસી, તેમની પાછળ ગયો. ત્યાં તેઓને કંઇ તપાસ લાગ્યો નહિ, એવી મને ખબર પડી. પ્રથમની સરદારખાંની મુલાકાત વખતે તેઓ જોડીદાર તરીકે મને સાથે લઇ ગયા હતા. ત્યાં મેં મારા બચાવ માટે, પ્રથમ તો સરદારખાંના રહેવાના મકાનમાં ચોકસાઇથી નજર ફેરવી લીધી. કારણ કે મારો ફોટો, વખતે મહેરૂન્નિસાએ રાખ્યો છે કે કેમ ! હોય તો પકડાવાની બ્હીક હતી; પરંતુ તે હોવાનું જણાયું નહિ. એટલે હું મી. બીહારીલાલની સાથે આવીને કામ કરવા રોકાયો. તેમાં કેટલાક કાગળપત્રોનું બંડલ મારા હાથમાં આવી ચઢ્યું. તે બંડલના દરેક કાગળો વાંચવા મંડ્યો. જોતાં જોતાં આબાસખાંના, અક્ષરવાળો કાગળ મારા હાથ લાગ્યો. તેમાંનું લખાણ આબેહુબ પ્રેમી તરીકેનું હોવાનું જણાયું. જેથી એ કાગળથી મી. બીહારીલાલ ભુલાવામાં પડે, તે ખાતર મેં ગુન્હાને લગતો હોઇ ખૂનીએ લખેલો છે એમ કહ્યું. છતાં મારી એ યુક્તિ નિષ્ફળ ગઇ, એમ જ્યારે તેઓએ તપાસ કર્યો ત્યારે જાણ્યું. પછી મી. બીહારીલાલ ઉપર ઠીંગા માણસના હાથે એક ધમકીનો કાગળ લખાવ્યો. તે કાગળ કાળુમીયાંને પોસ્ટમાં નાંખવા કહ્યું. તથા સૂચના કરી કે ' તમે તમારૂં નામ ઉસમાન જણાવી અને રજીષ્ટર કરજો, અને વાતચીત વખતે

તોતડા હોય એમ પોસ્ટ માસ્તરને ભાન થાય એવું કરજે.' આ સૂચના પ્રમાણે કાળુમીયાંએ અનરજીષ્ટર કરી પત્રને પોસ્ટમાં નાંખી દીધો. એ કાગળ મી. બીહારીલાલને મળ્યો, તો પણ ડર્યા નહિ. ઉલટ એ કાગળ લખનારનો તપાસ કરવા તત્પર થયા, ને તુરત ગયા પણ ખરા. એ બધું હું પાસે જ હોવાથી જાણતો હતો. જેથી મેં થોડીવાર પછી તેઓને સલામી આપવા મારી ટોળીના માણસો સાથે મોટરમાં બેસી તેમની પાછળ જવા નીકળ્યો. રસ્તામાં મી. બીહારીલાલ, પોસ્ટમાંથી પરત આવતાં સામા મળ્યા. એટલે મેં તિરસ્કારયુક્ત ઇસારો કર્યો. આથી ગુસ્સે થઇ તેઓએ પોતાની મોટર, અમારી મોટર પાછળ દોડાવી. પરંતુ અમે છટકી ગયા. આમ કરવાનું કારણ મારી આવી આવી વર્તણુકથી, વખતે ડરીને તેઓ કેસનો તપાસ કરવો બંધ કરે, એજ ઉદ્દેશ હતો. ત્યારપછી વળી વાલકેશ્વર ભણી મળવા મેં કાગળમાં સૂચવેલું હતું. તે પણ મી. બીહારીલાલે માન્ય રાખી મને સુદ્ધાં સાથે લઇ જવાનું કહ્યું; એટલે મારે ના ઇલાજે કબુલ કરવું પડ્યું. અમે બન્ને એ પ્રમાણે લગભગ બે માસ સુધી તે તરફ ગયા. પરંતુ હું તેમની સાથે હોવાથી કોણ મળે ! આખરે મેં એમનો દૃઢ નિશ્ચય જોયો. જેથી એક દિવસ બહાનું કાઢી તેમનીસાથે ગયો નહિ. અને તે દિવસે મારી ટોળીના ચાર માણસોને જુદાજુદા શાહુકારી ડ્રેસમાં,હથિયાર છૂપાવેલાં રાખી,વાલકેશ્વરની ઝાડીમાં સાંજના ટાઇમે છૂપાઇ રહેવા સૂચવ્યું. સંકેત મુજબ તેઓ ત્યાં છૂપાઇ રહેલા. સાંજે મી. બીહારીલાલ જવાની તૈયારી કરતા હતા તે પહેલાં હમેશાં પોતાની રિવોલ્વર કારતુસોથી ભરી રાખતા, તે હું જાણતો હોવાથી તે દિવસે કારતુસોથી તે ખાલી કરી પાછી તેમના ઓવરકોટમાં મુકી દીધી. હું પણ તેઓ બહાર નીકળ્યા, કે પાછળ છૂપો છૂપો, સંતાતો, લપાતો, તેમની આગળ નીકળી ઝાડીમાં મારા દોસ્તોને જઇ મળ્યો. આ ઠેકાણે હું ખુલાસો કરૂં છું, કે અમારી ટોળીમાં અગર આ ખૂનના કામે જ્યારે જ્યારે હું બહાર નીકળતો ત્યારે ત્યારે મારો ડ્રેસ જુદી જુદી સાઇટનો રાખેલો હતો, તે પહેરી લેતો હતો. અને ડ્રેસ

મારા દોસ્તોની પાસે જ રહેતો હતો. તેવી રીતે આ વખતે પણ તેઓ મારો ડ્રેસ લાવેલા તે પહેરીને હું પણ મી. બીહારીલાલની મુલાકાત કરવાની રાહ જોતો ત્યાં ઉભો રહ્યો. જ્યાં મી. બીહારીલાલ આવ્યા, કે અમો પાંચે જણાએ તેઓને કપટ ભરેલી રીતે ઘેરી લીધા. મેં પહાડી સ્વરથી તેઓની ઝાટકણી કાઢી, અને 'હું ખૂની છું' એમ કહેતાં તેઓએ રિવોલ્વર કાઢી તો ખાલી નીકળી. આ ઠેકાણે મેં, આ કેસનો તપાસ નહિ કરવા તથા મારી પૂઠ નહિ પકડવા સખત ધમકી આપેલી, હું તેઓની પાસે જ હમેશ રહેતો હોવાથી, મેં ધાર્યું હોત તો તેઓનું પણ ખૂન કરત! પરંતુ તેઓએ જ મને રોજી અપાવેલી, અને મારી બરદાસ નોકરીના અંગે હમેશ રાખતા, વળી જેમ તેમ કરી મારી નોકરી નિભાવી લેતા. એટલું જ નહિ પણ મીઠી નજરથી મારા તરફ જોતા હતા. એ બધા સદ્‌ગુણોને લઇ, આવું બીજું અધમ કૃત્ય કરવા મારૂં મન પાછું હઠતું. કેટલાક દિવસો પછી મે. વેડસન સા. અમારી ઓફીસમાં તપાસણી માટે આવવાના હતા. તે દિવસ મારા જાણવામાં આવ્યાથી મેં એક કાગળ મારી ટોળીના માણસ પાસે લખાવ્યો. તે કાગળ લખનાર ઇસમ સાથે મે. વેડસન સા. ના બંગલે તપાસણીના દિવસે મોકલી આપ્યો. અને એવી સૂચના કરેલી કે જ્યારે મે. વેડસન સા. અમારી ઓફીસ તરફ આવવા નીકળે, ત્યારપછી બંગલે, પટ્ટાવાળાના હાથમાં 'જરૂરનો છે' એમ કહી આપવો. તે પ્રમાણે તે કાગળ તેઓ સાહેબને અમારી ઓફીસમાં તપાસણી કરતા હતા ત્યારે તે મળ્યો. એ કાગળ મે. વેડસન સાહેબે તથા મી. બીહારીલાલે વાંચ્યો. તેના સંબંધી તેઓ બન્ને વાતચીત કરતા, તે હું હાજર હોવાથી સાંભળતો હતો. આખરે એ કાગળથી પણ મી. બીહારીલાલે આંચકો ખાધો નહિ. ઉલટ ઉત્સાહ વધતો હોવાનું માલુમ પડ્યું. ફરીથી મેં વિચાર કર્યો કે પુનઃ મોંઢામોંઢ સજ્જડ ધમકી આપવી. તે માટે લાગ શોધતાં 'મીસ માલતી'ને ત્યાં અનાયાસે મી. બીહારીલાલ સપડાયેલા, તે વખતે રૂબરૂ ધમકી આપી ચેતાવી દીધા કે; 'હવે તમારૂં ખૂન કરીશ.

માટે આ કેસનો તપાસ આગળ કરશો નહિ.' તે પહેલાં મીસ માલતીએ મુસાફીરા સારૂ મારી ટોળી સાથે તકરાર કરેલી, તેથી તેને અમોએ બાંધેલી. તે સ્થિતિમાં તેને મુકીને અમે ચાલી નીકળ્યા. આ બનાવ બન્યો તે પહેલાં મારા વફાદાર મિત્ર મહમદખાનને, આબાસખાંને ઘેર મેમાન તરીકે જઈ મારો ફોટો કદાચ તેઓને ઘેર મીસ મહેરૂન્નિસાએ આપ્યો હોય તો રખેને પકડાઇ જવાય ' જેથી ફોટાની તપાસ કરવા સૂચવેલું. તે પ્રમાણે તેણે તપાસ કરી રાત્રે મીસ માલતીને ત્યાં મને કહ્યું કે: 'આબાસખાંના મકાનમાં નથી.' પછી સુરતમાં સરદાર જાફરઅલીને ત્યાં હોય તો ત્યાં તપાસ કરવા સારૂ મહમદખાનને સુરત જવા તેજ રાત્રે કહેલું. તે ઉપરથી સવારની ટ્રેનમાં તે ચાલ્યો ગયો. બન્ને ઠેકાણે મારો ફોટો નથી એમ તપાસ કરતાં જણાયાથી કંઇક મને શાંતિ મળી. ' ઇસ્લામી બોડીંગ 'માં, વિદ્યાર્થીઓ સાથે પડાવેલા ફોટાનું મને ભાન રહ્યું ન હતું. તેની ખબર પડી હોત તો ત્યાંથી તે પણ ઉંચકી મંગાવવા ભૂલત નહિ. તો પણ આ કેસમાં પકડવા સારૂ મારા વિરૂદ્ધ એ બહુ ઉપયોગી લાગ્યો નથી. ફકત એક મેં સુરતમાં સ્વતંત્ર ફોટો પડાવેલો, તેની એક પ્રત મીસ મહેરૂન્નિસા પાસે હતી: તેનો મને જ ભય હતો તે ઉપર કહ્યા પ્રમાણે તપાસ પછી દૂર થયો. હવે મને જણાય છે કે મારો ફોટો જે એ દેવી પાસે હતો, તે તેણે લગ્ન થયા બાદ ' પત્નીધર્મ, ' વિરૂદ્ધ લાગવાથી નાશ કરી નાંખેલો હોવો જોઇએ ! મારી પાસે જે ફોટો હતો, તે મેં આ ખૂન કર્યા પછી નાશ કરી નાંખ્યો છે. જ્યારે મી. બીહારીલાલ ફરી સરદારખાંની મુલાકાત લેવા એકલા ગયા ત્યારે મને વહેમ પડેલો, એટલે હું પણ મારી ટોળીના માણસોને લઇ મોટરમાં બેસી સરદારખાંના મકાન આગળ આવી પહોંચ્યો. મી. બીહારીલાલ અંદર શું કામ કરે છે, તે જણાતું નહિ હોવાથી હું છૂપી રીતે દાદર ઉપર જુદા ડ્રેસમાં ચઢી સાંભળવા લાગ્યો. ત્યાં તેઓને જે વસ્તુ હાથ લાગી તેથી હું ભયભીત બન્યો ! ને શુદ્ધ નહિ રહેવાથી મેં તાણીને સાદ કાઢી કહ્યું કે: 'હા ! ખૂની પણ અત્યારે

આ સરદારખાંના ગૃહમાં જ છે. આ શબ્દો બોલ્યો તો ખરો, પરંતુ બીજી જ પળે વિચાર થયો કે મેં આ સાહસ કર્યું છે, તે મને અહીંજ પકડાવશે. જેથી સપાટાબંધ નીચે ઉતરી મોટરમાં બેઠો. મી. બીહારીલાલને દાદર ઉપરથી નીચે ઉતરી આવેલા જોયા. તેઓને જોતા બરાબર 'મોટર' જોસભેર હાંકી મુકી. મોટર દોડાવતી વખતે હું ધમકી તરીકે 'સલામ'ના શબ્દો બોલ્યો. આટલું થયા છતાં પણ મારો પીછો તેઓએ મુકયો નહિ. હું તેમની બહાદુરી જોઇ મારા અંતઃકરણથી તો ધન્યવાદ જ આપ્યા કરતો હતો. એક દિવસ પેલો 'રાંટો માણસ' રાત્રે મારી પાસે મહમદખાનના હાથનો કાગળ લઇ, આ કેસના બદલામાં મને મદદ કરેલી તેના મહેન્તાણાની રકમ અમારી ટોળીને હું આપતો, એટલે તેની બાકી રહેલી રકમની ઉઘરાણી કરવા સારૂ તે આવેલો. રાતનો સમય હોવાથી અમારી ઓફીસનો દરવાજો બંધ હતો. પરંતુ હું અનાયાસે બહાર નીકળવાથી તેનો ભેટો થયો. એટલે પેલો કાગળ તેણે મને બતાવ્યો. તે વાંચી મેં કહ્યું કેઃ 'કાલે આપીશ તથા મહમદખાનને હું મળીશ.' તો પણ તે જકકી માણસે માન્યું નહિ. ઉલટ મારી સાથે તકરાર કરી મને ધમકી આપી, કે હું આ કેસની તમામ હકીકત મી. બીહારીલાલને કહીશ. જ્યાં આ ધમકી આપી કે હું ભયગ્રસ્ત થઇ ક્રોધાવેશમાં આવી ગયો. પછી અંદર જઇ આ કાળરૂપ છરો લઈ બહાર આવ્યો. મને જોઇ ફરીથી તેણે પૂછ્યું. કેમ પૈસા લાવ્યા કે નહિ ? અત્યારે નહિ આપો તો સવાર થતાં તમારી કમબખ્તી થઇ સમજજો. આ સાંભળતાં કંઇક શાંત પડેલું મગજ પુનઃ ક્રોધથી ઉભર્યું અને 'હા લાવ્યો છું' કહી આ અત્યારે મોજુદ છે તે જ છરો તેના પેટમાં ખોસી દીધો તથા મોંઢું દાબી દીધું. જ્યારે તેનો આત્મા સ્વર્ગે સીધાવ્યો ત્યારે જ છરો કાઢ્યો, ને મોંઢા ઉપરથી હાથ ઉઠાવી લીધો. પેલો મહમદખાનનો લખેલો કાગળ, તેના ખિસ્સામાં પાકીટ હતું તેમાં મુકી દીધો; કે જેથી મહેરુન્નિસાના ખૂનીએ જ આ કૃત્ય કરેલું છે એમ મી. બીહારીલાલને ભાન થાય. તથા તેઓ ડરે, કે આ

રાંટા માણસની જે સ્થિતિ થઇ, તે જ સ્થિતિ મારી થાય એમ સમજે. એ હેતુથી લાસ ઓફીસના દરવાજા આગળ જ મેં મુકી દીધી. ત્યાર પછીની વિધિ મી. બીહારીલાલ જાણે છે. મહમદખાનની શોધ કરી પકડવા મી. બીહારીલાલે પ્રયાશ કર્યો. પરંતુ એ મહમદખાન તથા કાળુમીયાં શી રીતે મળી આવ્યા. તેની દરેકને ખબર પડેલી છે. એ બે જણ સાથે એકંદર પાંચ માણસોને મી. બીહારીલાલે અટકમાં રાખી, તપાસ માટે અમારી ઓફીસમાં લાવ્યા. જમવાના ટાઇમે મને દેખરેખ રાખવાનું કહી મી. બીહારીલાલ જમવા ગયા, ત્યારે આ તકનો લાભ લઇ પાંચે જણને મારા દિલોજાન મિત્ર તથા એક જ બાપથી ઉત્પન્ન થયેલા છીએ એમ સમજાવી, મારૂં નામ અને પત્તા આ ખૂન સંબંધી તથા રાંટા માણસના ખૂન સંબંધી, તપાસમાં નહિ કહેવા પ્રતિજ્ઞા લેવરાવી. તેઓએ જ્યારે પ્રતિજ્ઞા લઇ મને નિર્ભય કર્યો ત્યારે જ મારો આત્મા સંતોષ પામ્યો. એટલું જ નહિ પણ તેઓ પૈકી આ બે જણ મોતની અણી ઉપર હોવા છતાં પ્રતિજ્ઞા પાળી છે. ત્યારપછી મેં કેસ ડાયરી તથા તપાસના કાગળો ગૂમ કરી, મારી ટ્રંકમાં મેં છુપાવી રાખેલા, તે હાલ રજુ કર્યા છે. કેસ ડાયરી ગૂમ કરી, એ સંધિમાં આબાસખાં તથા સરદારખાં ત્યાં આવેલા જોઇ, મેં તેઓની ઉપર વહેમ જાય એમ ધારી ડાબા હાથથી એક ચીઠ્ઠી લખી ખુરશી નીચે મુકી દીધી હતી. એ યુકિતમાં પણ હું ફાવ્યો નહિ. જ્યારે કાળુમીયાંએ ' મને ઓળખે છે ' એવું લખાવ્યું: એટલે મેં તુરત વચનની યાદ આપવા સારૂ ઇશારત તરીકે, એક પ્રશ્ન મેં જ પૂછી લીધો. પછી તે ચેતી ગયો ને ઉડાઉ જવાબ આપ્યો. મહમદખાનની તપાસમાં તો મેંજ પ્રથમ તેને પ્રશ્ન પૂછી, મી. બીહારીલાલ પાસે આવતાં પહેલાં ચેતાવી દીધો. એટલે ત્યાં પણ હું તેમાં ફાવી ગયો. જ્યારે મારૂં નામ અને પત્તો તે લોકોએ આપ્યો નહિ, ત્યારે મી. બીહારીલાલે, છેલ્લી કટારી ! ફેંકી, આ બન્ને ઉપર સાહસ કરી કેસ કમીટ કર્યો. એના પરિણામે હું મ્હાત બની સપડાઇ ગયો છું. એ યુક્તિ-કટારી ! હાથ લાગી તે

ફક્ત મહમદખાનની સત્ય પરાયણતા ! કે જેથી તેઓને છ છ વર્ષની શિક્ષા થઇ, ત્યારે પ્રમાણિકપણે ગુન્હાઓની બીનાઓ તેઓએ સાચી કહી દીધી. અને વધારામાં એક ભોળા માણસની પેઠે આ ખૂન કોણે કર્યું છે તે હું જાણું છું, પણ નામ અને પત્તો આપીશ નહિ; એમ તે જ દિવસે મી. બીહારીલાલને કહ્યું. તે બિચારો એવું સમજેલો, કે નામ અને પત્તો નહિ આપું એટલે શી રીતે ખૂની પકડશે. પરંતુ તેની એટલી ભૂલે કાળુમીયાં સુદ્ધાંને સપડાવી, તે પોતે પણ મી. બીહારીલાલની જાળમાં સપડાયો વળી આવા દિલોજાન મિત્રોનું મોત મારાથી જેવાય નહિ તથા સંભળાય નહિ ! એમ મારા હૃદયને લાગવાથી હું પણ અનાયાસે ફસાઇ આખરે મને જાહેર થવાની, મી. બીહારીલાલની છેલ્લી કટારીથી ફરજ પડી છે. હું હવે મારૂં પ્રાયશ્ચિત ભોગવવા તૈયાર છું! મારા વફાદાર મિત્રોના ગળામાંથી ફાંસીની દોરી કાઢી, ઓ મી. બીહારીલાલ ! મારા ગળામાં સરકાવી દે ' હાજર રહેલા લોકોને મારો સંદેશો છે, કે 'સ્નેહનું કાતિલ સ્વરૂપ' પકડતાં મારી આ સ્થિતિ થઇ છે; જેથી પ્રથમ કોઇ પ્રેમદા સાથે સ્નેહ કરો તો, તે સ્નેહ જરૂર પડે ત્યાગવા જેટલી શકતી હોય તો જ શીખજો. જો તેવી શકતી નાં હોય તો તે સ્નેહનું પાત્ર જતાં તે સ્નેહ ઇર્ષાના કાતિલ સ્વરૂપે ફેરવાઇ જઇ મારા જેવું ભયંકર કૃત્ય કરવા તત્પર થાય છે. તેના પરિણામે આ ભયંકર સજા વહોરવી પડે છે એ લક્ષમાં રાખજો ! બસ એ જ સંદેશો જનસમાજને પહોંચાડજો. ઓ ન્યાયાધીશ સાહેબ ! ખરો ન્યાય તો મારા મોતમાં જ સમાયલો છે ! અત્યાર સુધી તો કાયદાના પોથામાં જ તું રમતો હતો. ઝટ કરો ! હું હવે મીસ મહેરૂન્નિસાના આત્માને મળવા અને જેમ બને તેમ વહેલો તેને ભેટવા ઉત્સુક છું. એ 'દેવી'ના આત્માને મારૂં જ બલીદાન શોભે ! "

આ એકરાર સાંભળતા સુધી, હાજર રહેલા દરેક સજ્જન અકબરખાંના ભવ્ય ચહેરા સામા જ જોઇ રહ્યા હતા. તે પુરો થયા પછી લોકો કહેવા લાગ્યા કે: ' આ એકરાર, કે અત્યાચાર ! ' મી. બીહારીલાલે તમામ કથન સાંભળી રહ્યા પછી પોતાની પાસેનો ફોટો

હાથમાં લઈ, અકબરખાંના ચહેરા સાથે મેળવવા લાગ્યા. ઝીણી નજરથી ધીમે ધીમે જોઇ મેળવવા લાગ્યા, તો માલુમ પડ્યું કે હાલના ચહેરામાં આંખ ફુટેલી છે અને દાઢી રાખેલી છે. વળી ફોટા વખતની સ્થિતિમાં બન્ને આખો ભવ્ય, ને દાઢી મૂછ વગરનો ચહેરો હોવાનું જણાય છે. આથી એકાએક અકબરખાં ઉપર વહેમ લઇ જવા જેટલું પણ કહી શકાય નહિ તેવો ફેરફાર છે. તો પણ અંતે ફોટો તો અકબરખાં ઉર્ફે અલાઉદ્દીનનો જ છે એમ નક્કી થયું. પછી અકબરખાંને અટકમાં લઇ લીધા. અને ફાંસીના માંચડા ઉપરથી બન્ને આરોપીઓને પણ પાછા જેલમાં મોકલી દીધા. કારણ કે તમામનો હવે નવેસર ચોકસી કરી ઇન્સાફ થવાનો હતો. હાજર રહેલા લોકો, સૌ કોઈ પોત પોતાના ગૃહ તરફ વિદાય થવા માંડયા. રસ્તામાં ચાલતાં ચાલતાં કેટલાકના મોંઢામાંથી ઉદ્‌ગાર નીકળે છે કે: 'પલટો ખાધો. ખૂની ઘણો જ નિડર છે. અકબરખાં મનુષ્યના અવતારમાં પિશાચરૂપ નીકળ્યો. દેવીનું ખૂન વિના કારણે કર્યું અરે ! આ બે આરોપીને ફાંસી દેવાત તો ન્યાય છણાયો એવું કલંક ન્યાયાધીશ સા. ને ચોંટત! શાબાશ છે મી. બીહારીલાલ! બીહારીલાલની યુક્તિથી જ ખૂની સપડાયો. અકબરખાં ઉપર વહેમ પણ ન જાય, એવી સ્થિતિમાં ખૂની છતાં તે છૂપાઇ રહ્યો હતો. હવે અકબરખાં ફાંસીએ ચઢશે, આમ વિધ વિધ પ્રકારના અભિપ્રાયો તથા કલ્પનાઓ કરતા કરતા લોકો ગૃહે જઇ પોત પોતાના ધંધામાં મશગુલ થયા. અમલદારો પણ એક બીજા સાથે વાતો કરતા કરતા પોત પોતાના ઠેકાણે ચાલ્યા ગયા. બધા ઉમંગભેર ફાંસીની શિક્ષા બે આરોપીઓને કેવી રીતે દેવાય છે તે જોવાની લાલચે આવેલા હતા. પરંતુ અહીં તો કંઇને બદલે કંઇ ઘટના બની ગઇ.

ઓ વાંચક ! હવે ફક્ત ઉપસંહાર વાંચવા માટે જ તારે ધીરજ ધરવી રહી. બાકી નોવેલની બધીયે યુક્તિ-પ્રયુક્તિ તો તારા ચાલાક મગજમાં આવી ગઇ હશે જ. ઠીક ! એમાંથી કંઇ સારાસાર મળ્યો હોય તે અવશ્ય સાચવી, તારો ખજાનો કરી રાખજે. એજ મારી તારા પ્રત્યે અંતિમ મિત્ર તરીકેની શિખ છે.

---

## ઉપસંહાર

અકબરખાં ખૂનીએ, એકરાર લખાવ્યા પ્રમાણે તેના વિરૂદ્ધ, બંધબેસ્તો પૂરાવો મળી આવ્યો, એટલે કાયદેસર કામ ચાલી તેના કરપીણ કૃત્યનું ફળ–ફાંસીની શિક્ષા મળી. મહમદખાન તથા કાળુમીયાં તથા તે ટોળીના બીજા ત્રણ માણસો જેલમાં શિક્ષા ભોગવી રહેલા છે તે તમામ ઉપર ખૂનમાં મદદગાર હોવાનું સાબીત થયાથી, તેઓને ન્યાયાધીશ સાહેબે રહેમ નજર રાખી દેશનિકાલની સજા ફરમાવી. શિક્ષા કર્યા પ્રમાણે અમલ સુદ્ધા થઇ ગયો: તે સર્વે જાહેર પ્રજાના જાણવામાં આવી ગયું. આથી પ્રજા સંતોષ પામી કહેવા લાગી કે: ' દરેકને તેના કર્મ પ્રમાણે ફળ મળી ચૂક્યું. ' અકબરખાં સિવાય પાંચ જ દેશનિકાલની સજા ભોગવતા હતા. તે દરમ્યાન નામદાર શહેનશાહ સાતમા એડવર્ડ તખ્ત નશીન થયા. તેમની ખુશાલીમાં કેટલાક કેદીઓની સજા રદ કરી તેમને છોડવામાં આવેલા ત્યારે એ પાંચે જણને પણ તે લાભ મળવાથી છૂટા કરેલા. હવે તેઓ પોતાની પૂર્વની જીંદગી માટે પશ્ચાતાપ કરી વેપારી લાઇનમાં જોડાઇ સુખી દિવસો ગુજારે છે. તે જોઇ અકબરખાંનો આત્મા સ્વર્ગમાં આનંદ પામતો હશે, એ કહેવાની જરૂર નથી.

સરદારખાંએ પુનઃલગ્ન કર્યું, અને હવે તે, સુશીલ સ્ત્રી મળવાથી આનંદ ભોગવવા લાગ્યા છે. જેથી મહેરૂન્નિસાનો શોક ધીમેધીમે વિસારે પડી ગયો છે. સરદાર જાફરઅલીની એકની એક દીકરીનું મોત અકાળે થવાથી બહુ ચિંતામગ્ન રહેતા હતા, પરંતુ હવે અધ્યાત્મ જ્ઞાનનો રસ પડવાથી તેઓને આ ફાની દુનિયા ઉપર વધુ મોહ રહ્યો નથી, એટલે તેઓ પણ સુખી છે.

આબાસખાંનો મહેરૂન્નિસા ઉપરનો પ્રેમ, મૃગજળવત્ હોવાથી થયેલો શોક ધીમે ધીમે અકબરખાંને ફાંસી મળવાથી સંતોષ માની નષ્ટ થયો છે. વિશેષમાં કાલના વહન પ્રમાણે થયેલો શોક દરેક વ્યક્તિના

અંતઃકરણમાંથી ક્રમશઃ ધસાતો જાય છે. એ સૂત્ર પ્રમાણે મહેરૂન્નિસાનાં સગાંસંબંધીઓનો શોક આપોઆપ નષ્ટ થયો છે.

ટુંકમાં જાણે કંઇ જ બન્યું નથી એમ કેટલાક કાળ પછી સમજી જનસમાજની દરેક વ્યક્તિ પોત પોતાના ધંધામાં મશગુલ બનેલી માલુમ પડતી જણાય છે.

મી. બીહારીલાલના પ્રતાપે જ અકબરખાંને ખૂની તરીકે સચોટ રીતે હાજર થવાની ફરજ પડી, તથા આ કેસમાં કરેલા સતત પ્રયત્નો, જેમ વાઘની ગુફામાં રહી આદરેલા હોય તેવું જણાયાથી તેમના વડા અધિકારી મે. વેડસન સાહેબે ખુશ થઇ મી. બીહારીલાલને 'સુપ્રીન્ટેન્ડેન્ટ' ના હોદ્દા ઉપર મૂકી માસિક પગાર રૂપિયા બસેનો કરી આપ્યો. તદુપરાંત આ કેસની ફતેહ તરીકે એક સોનાનો ચાંદ શહેનશાહ તરફથી અપાવી યોગ્ય કદર કરી. આ બદલો મળ્યાથી મી. બીહારીલાલને અત્યાનંદ થાય એ સ્વાભાવિક છે. વળી તેઓની ઓજસ ભરેલી કીર્તિમા આ ફતેહથી ઓર વધારો થઇ તે આખા હિંદુસ્તાનમાં પ્રખ્યાત થયા.

અત્યાર સુધી ધીરજથી આ નોવેલ વાંચી રહેલા, ઓ સજ્જન વાંચક! તને પણ મારા છેલ્લા પ્રણામ છે. તને જે કાંઇ આ નોવેલમાંથી યોગ્ય સારાંશ લાગે, તે તારી જીંદગીમાં અનુભવ તરીકે ઉતારવા પ્રયાસ કરજે! કદાચ ઇશ્વરકૃપાથી કંઇ સાહસ કરી પુનઃ પુસ્તક લખવાનું મને સદભાગ્ય પ્રાપ્ત થાય, ને તે તારા હસ્તમાં આવે તો તે જરૂરથી વાંચી મને આભારી કરજે! ઇત્યલમ્

શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !

